ॐ श्रीहरा:

# પોર નારાયણ કીર્તન સમાજ

આશ્રયે

ભકતીબળે શ્રેયસાધક ભકત માટે મહા-
રાજશ્રીની કૃપયાનુસાર તેમના
દાસાનુદાસ તરફથી
ભેટરૂપ

# ભકતીસાધન પદમાળા

રચી પ્રસીદ્ધ કરનાર

જે. કે.

કતપોર નારાયણ કીર્તન સમાજ
"વ્યવસ્થાપક"

શ્રી રામકૃષ્ણો વિજયતે

કતપોર નારાયણ કીર્તન સમાજ
ગ્રંથમાળા

શ્રી હરી:

ભક્તીબળ વર્ધક

# ભક્તી સાધન પદ માળા.

શ્રી હરી કૃપા અનુભવાનુસાર ભક્તીબળે
શ્રેયસાધનાર ભક્તાને ભેટ રૂપમાલા
પ્રસાદ આપવા

લખી પ્રસીધ્ધ કરનાર
કતપોર નારાયણ કીર્તન સમાજના વ્યવસ્થાપક
જયશંકર કાળીદાસ.
કતપોર—શ્રી રામકૃષ્ણ મંદીર.

સુરત 'ગુજરાત સ્ટાન્ડર્ડ' પ્રેસમાં શા. હે. ખસુખાંએ છાપ્યું.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૨.

નોછાવર પ્રેમ વાંચન.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૭૩૪૧



# શ્રી હરી સ્વરૂપાનંદ ભેટ.

## શ્રીમુખ વાક્ય.

॥ નાહં વસામી વૈકુંઠે, યોગીનાં હૃદયેન ચ;
॥ મદ્ભક્તયાત્ર ગાયન્તિ, તત્ર તિષ્ઠામી નારદ.

"શ્રી રામકૃષ્ણૌ વિજયતે"

॥ ૐ તત્સદ્ પરબ્રહ્મ પરમાત્મને નમઃ ॥

---

# શ્રી ષટ્માલા—અર્પણ પત્રીકા.

## શાર્દુલ વીક્રડીત વૃત.

માલા છે સ્નેહદાયીની મગ સદા, શ્રીમુખ વર્ણી હરી;
આષ્ટે હસ્ત વૃક્ષ અને વરણુની, માલા કરી શ્રે કરી.
તેમાં આ વર્ણ શબ્દ બ્રહ્મ તણી, માલા ઉભયથી ભળી;
તેને નાથ અનુભવે પદ ભરી, આજ્ઞા થતાં વીસ્તરી.
સુમેરૂ સઃ અષ્ટશત મણી રહયા, શ્રી ભક્તી માંહે વરી;
ભક્તી દર્શન આશ જંન ધરતાં, દે તે સદાએ જડી.
આપ્યું સ્થાપ્યું અને અરપશે, ભાવો સદા ઉર ભરી;
જેનું છે તેને અરપણુ કરતાં, હર્ષું સ્વરૂપે હરી.

---

## ગીતી.

હરૂં આનંદે આનંદી, આરોપી શ્રીવર કંઠે આ માળા;
જેશંકર ભક્ત પ્રીતમ, બીર્દે ધર્સે ભક્ત જંન પ્રતીપાળા

તથાસ્તુ—લી० ચર્ણશરણ દાસાનુંદાસ.

ૐ

## સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્મને નમઃ

# શ્રી પદમાલા ધારણે યમનીયમ વીધી

### પદ.

શ્રીશ્યામ સ્નેહ સંન્નીધ કરમાળા, કંઠે ધરો દૈવી પ્યારથીરે;
કહું નીયમ અનુસારથીરે.
શબ્દ બ્રહ્મ અંગ વર્ણ કહાવે, સ્નેહી પદમાળાનાથ જણાવે;
ધરી પ્રેમ ગૃહો નીયમ યમ સુવિચારથીરે.
નિત્ય સ્નાન સુચી કર્મ કરીને, પંચોપચાર પુંજન ધરીને.
ઈષ્ટ મંત્રે બાહ્ય વૃત્તિ હરિને, રે'વું સંન્નીધકાર થીરે.
શ્રીવર સ્નેહી વૃતે માળા ધરવી, અર્પણ આરંભતે દીન કરવી.
મણીગણ એકાદશ સમુહે, જપવી સંબંધ સુખકારથીરે.
અન્ય દીને સપ્ત મણીગણ પદથી, રહેવું ઠરી જીવ જીવન અંકથી.
ચતુર્વર્ણને નહીં કાંઈ ભીતી, જપવી નાથ શ્રેય ધારથીરે.
સમજી મણીપદ પ્રેમે ગાવાં, બહાર અંતર પ્રેમ ભરાવા
તાલ માને મન ન મોહતાં, મચવું સ્વરૂપ તદાકારથીરે.
ભકત પ્રીતમ કુંજ વીહારી, માળાએ કરશે સન્નીધકારી.
આજ્ઞા ધારી દાશે ઉચારી, દીધી મતી જે પ્યારથીરે.

ૐ

॥ परमात्मनेनमः ॥

# શ્રી પદમાલા અંગે પુજનપદ.



નાથ કીર્તને સંબંધ ધરાવી, પ્રેમે સંન્નીધ આવતારે,
પુંજું મન ભાવતારે—ટેક
વર્ણ સબંધે સબંધી માળા, ગાવું ગુણ ગોવીંદ ગુણાળા;
હઠે વિરહ જવાળા પુંજુ મણીપદ આલાપતારે-પુંજું=નાથ.
દેહ દેવળે આશંન ચારૂ, કમળાસને બીરાજો દયાળુ;
શીળ જળ જ્ઞાન સ્નાન ને ચીત ચંદનાક્ષત સોહાવતારે-પુંજું.
વીવેક વસ્ત્ર ગુણ આમાલંકાર, નીતી સુગંધ પુષ્પની માળ,
નામ તુલશી અરપું ધુની, ધુપ ધીકાવતારે—પુંજું૦
જ્ઞાન દીપ પવીત્રતા પાક, ત્રીવેણી જળ ભર્યું અમાપ;
આરત આરતીએ દર્શું, પ્રેમે પુષ્પાંજળી આપતારે-પુંજું૦
ભક્ત પ્રીતમ કુંજવીહારી, માનશીક શેવા દાશે ઉચારી;
સ્નેહધારી કરશો સ્નેહે પ્રગટ પુંજાવતારે—પુંજું૦

॥ ॐ हरीः ॥

# શ્રી ભકતી સાધન પદમાલા પ્રારભ



## મણીગણ—સુમેરૂ

**સુત્ર (પદ)** ( રૂડા દીસો છો રાજેશ્વર એ રાહ )

સુમેરૂ માળા સુત્ર સમ, સુરતા સ્વરૂપે દો ભરીરે;
નાથ દ્રઢ રહું ઠરીરે.—ટેક.

શત વર્ષ આયુષ્ય ભય હરવા, કર્યા શત મણીપદ
જન શ્રેય ભરવા;

અષ્ટ મણીપદ શ્રીઅંગ વરવા, શત અષ્ટ મણીમાલા ધરીરે=

સ્પર્શવર્ણ બ્રહ્મ સ્વરૂપ ભાખ્યું, સ્વરવર્ણ દેહ રૂપજ દાખ્યું;

ઉષ્મ ઇંદ્રી અંત બળ સંયોગી જયોજ્ઞ રહયા ઠરીરે=

શીષ્ટવર્ણ બ્રહ્મસબંધ દાખે, પદકીર્તને પ્રભુ સ્નેહ રાખે;

કહયું નારદને ભકતી દર્શનની આશા ભરીરે.=

ભકત પ્રીતમ કુંજ વીહારી, ભકતી સાધન પદમાળા ધારી

કરો સત્ય શ્રેયકારી, દર્શન પ્રેમામૃત ભરીરે=સુમરૂ૦

# મણીગણુ.



## ૧ (શ્રવણુ)

### સુત્ર—એજ

અંતર શુધ્ધ કરો મહારાજા, શરણે સ્થાપવારે;

દૈવીગુણ આપવારે—

શ્રીમુખવાણી અહરનીશ ચાહું આપ વીના અન્યે નહીં ધ્યાવું;

ભાવું નીર્મળ ભાવે બુધ્ધી તે આપવારે—

માયા સુત પ્રપંચ કરાવે, વીષય વાંશના માંહી ભરાવે;

ભાવે નહીં શ્રીવા'લું તે થાપવારે—

હરીવર કયારે વહાલો થાવું, ત્રીવીધી તાપ શરણે મીટાવું;

ભાવું ભક્તિ ભાવે લીલા રશ ચાખવારે—

ભક્ત પ્રીતમ કુંજ વીહારી, કહેશો મા'રો કયારે ઉચારી;

ધારી આશા કીર્તન માળા ભાખવારે—અંતર૦

---

## ૨ ( કીર્તન )

### સુત્ર—એજ

ધારી હૈયે હોંશ સદાએ, હરી તુંજ નામનીરે;

કીર્તન ગુણ ગ્રામનીરે—

અન્ય સબંધ બંધ વિચારી, નામ નાશ જગ વસ્તુ વિકારી;

તેને વીશારી ધારી આશા, અભયકર નામનીરે—

કીર્તને મુદદામ શીષ્ટથી ધારી, સાચો સબંધ શ્યામ સ્વીકારી;
ધારી માળા કંઠે, પ્રભુ પ્રેમ દામનીરે—
માયા સુત અન્યે લપટાવે, દુક્રીત જંજાળે જકડાવે;
આશુરી ફાવે એ ભય કરે ન કામનીરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, કર્યું સમર્પણ વચન વીચારી;
વર્યો તર્યો ભર્યો પ્રેમ, હામ એ મુદ્દામનીરે—ધારી૦

---

## ૩ (સ્મરણ)

સુત્ર—એજ.

ચાહું ધ્યાવું સ્મરણ, અહુરનીશ શ્રી સ્યામનુંરે;
લીલારશ ગુણ નામનુંરે.

સુતાં જાગતાં બેઠાં ચાલતાં, કામે લાગતાં સર્વ ત્યાગત
કરાશે ચીંતવન ક્રીયાવીન સ્યામનુંરે—
તપયોગ વૃત ધ્યાન ન આવે, નામ લીલારશ પ્રેમે ભાવે;
નાવે અન્ય સ્વાશોસ્વાશ મુદ્દામનુંરે—
દશરથ યત્ન વીના ત્યાં જાવું, શત્વ પામી મન નીર્મળ થાવું;
ભાવું સીધ્ધીપરાએ મુકામનુંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સપ્ત ભુ તત્વ લીંગ દેહ સંહારી
ધારી બારી સાયુજયતા એ ઠામનુંરે—ચાહું૦

---

## ૪ (સીખ્યાપરા)

### સુત્ર—એજ.

મમ રૂદય કમળે મહારાજા, પ્રેમે રાજશોરે;
નયને ભાશશોરે.

શ્યામ શુંદર રૂપનાથ નીહાળું, શ્રુતી સ્મૃતી ભકતે વીસ્તાર્યું;
ઉતાર્યું ગુરૂ બોધે હીતે ગાજશોરે—

સગુણ નિર્ગુણ સ્તવતા નામી, નેતિ નેતિ કહી બેઠા વીરામી;
સ્તવું આનંદે કીર્તન રૂદયે છાજશોરે—

હરનીશ જપું નામ કીર્તન માળા, નીરખું અર્ચારૂપ જગપાળા;
કાળા વીઘ્ન સુતમાયા વીદારશોરે—

ભકત પ્રીતમ કુંજ વીહારી, સદચિત્ આનંદ ધન અવિકારી
ફેરી ચોર્યાશી ટાળક દર્શને રાજશોરે—મમ૦

---

## ૫ (પાદ સેવન)

### સુત્ર—એજ.

ચરણ શરણ જાણી અલબેલા મુજને સદ્ય નીહાળશોરે,
દ્રઢાશ્રય આલશોરે.

વીકટ પંથ આ જગનો જાણી, કામ ક્રોધનો ત્રાસજ માણી.
નાણી આશ બચવાની ચર્ણે અવધારશોરે—

જગતજંન દુરીજન સંતાપે, જગ્ત ભક્ત ગણી મુળજકાપે
ટાંપે ટેક તજાવા વીષય તે ખાળશોરે—

નથી જ્ઞાન વિદ્યા પ્રેમ ભાન, નથી યોગ કર્મ સીદ્ધી તાન,
નથી માન અભાન ગણી ઘટે તે આલશોરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, ભક્ત વત્સલ પદ બીર્દનાધારી.
ભકત બીરદ બળ કોડભાધાને પાલશોરે—ચરણ૦

---

## ૬ (અર્ચાન)

પદ–સુત્ર—એજ.

હરનીશ ચાહું શેવા, શ્રી શ્યામનીરે;
જંન પુરણ કામનીરે.

હરનીશ ચાહું શ્રેયકર સેવા તનુજા વીતજા-માનશીક મેવ
આલોકે પરલોકે શ્રેય કામનીરે—

અર્થા કામની નહીં કાંઈ પરવા. ધર્મ મોક્ષ મારે શું કરવા,
ચરવા ચાહું પ્રીતી જે ઠામનીરે—

વિષય વાંચ્છના વીષજ જેવી, લૌકીક સુખ આશા નાહેવી.
લેવી વસ્તુ પ્રીય શ્યામ કામનીરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, અભય સેવા ચાહું શ્રેયકારી
ધારી સેવા દૈવી સંગ આપો અર્જ મામનીરે—હરનીશ૦

---

## ૭ ( નિષ્કામાપરા )

પદ–સુત્ર—એજ

ભક્ત ભીડ ભંજન ભગવંતા, ભીડજ ભાગતારે,
અમીત સ્નેહ દાખતારે.
ભક્તીવડે ભગવંત વશ થાતા, શ્રુતીસ્મૃતી શ્રીમુખથી સુણાત
દાતા લા'વો દુર્લ્લભ દર્શન દાખતારે—
નવવિધ માર્ગ ગોણુ પ્રકાશી, શુક થયા છે સુખનિવાશી;
ત્રાશી શર્ણું ભક્ત થાતાં દુઃખ કાપતારે—
પરા પામતા મળશે લહાવો, શ્રુતી વચનથી કરીએ દાવો;
એ ભાવો કૃપા કરીને સ્થાપતારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, અશર્ણાશર્ણા રીત વીચારી ;
વીનતી ઉર ધારી પ્રેમરશામૃત આપતારે—ભક્ત૦

---

## ૮ (વંદન)

પદ–સુત્ર—એજ.

વંદુ ચર્ણ પંકજમાં, પ્રભુજી પુરણુ પ્યારથીરે,
શુધ્ધ વિચારથીરે.
શિરવંદ્ય સ્વામી છો સૌના, ચર સ્થીર અગણીત
સૌ અંડના;
નહીં આપ વીન બીજા સુખાધારથીરે—

વંદન ચર્ણી પ્રેમે કરતાં, મટે પીડા ભવની વિચરતા;
ધરતાં ધ્યાન સૃજે સ્વાંગ પોકારથીરે—
દીન દયાળુ શ્રેયકર એવા, અંતે ભુલે સૌ ન ભુલે એવા;
નહીં લેવા દેવા પણ આપે કર્મ વિચારથીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, વંદન લેશો પ્રેમે સ્વીકારી;
ગૃહી શરણું મચું વંદન ગૌણુકારથીરે—વંદુ૦

---

## ૯ (દાસ્ય)

### પદ—સુત્ર—એજ

જાણી ચરણ શરણ મહારાજા, જંન શેવક નીભાવશોરે,
જન્મો જન્મનો હું અપરાધી, મીથ્યા માયા ષટ્ર મને સાધી:
વાધિ ઉપાધી કોણ ગતી બચાવશોરે—
નામ ધ્યાન ગુણ ગ્રામ ન ગાયા, જપ તપ વૃત મન
ચિત ન લાયા;
ધાયો ફોગટ લક્ષ ચોર્યાશી વટાવશોરે—
ગુરૂશરણથી શરણું સ્વીકારી, અવીચળદાશ બનું અનુચારી.
લેશો સુધારી બીર્દ બળ બતાવશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ભકતી દર્શને શેવકઠારી.
આજ્ઞાકારી કષ્ટ વીદારી સ્વાંગ સજાવશોરે;
અરજ ઉર લાવશોરે—જાણી૦

---

## ૧૦ (દુર્લ્લભા)

પદ-સુત્ર—એજ

કઠણ સમયે મહારાજા, પોતે દુર્લ્લભ દર્શન આપશોરે;
ભવનાં બંધન કાપશોરે—

હું અપરાધી પાપનો ભરીઓ, લક્ષ ફેરી અજ્ઞાને ફરીયો;
નીજ શર્ણમાં કૃપા કટાક્ષ, પીતા પ્રેમથી થાપશોરે—

ખટ રીપુ દુરીજંન સંતાપે, જગત સર્વકો આવજ આપે;
દશેંદ્રીવશ કુસંગ માયા, દુર કરી દુઃખ કાપશોરે—

રોમે રોમે રશીયા વશજો, ભવ દુઃખ મારાં સેંજે ખશજો:
દુઃખ સમે ધાઈ અલબેલા, બાંહ્ય ગૃહી લાજ રાખશોરે—

વીચીત્ર શીશ હું અવીચળ જાણી, આરત વાણી અંતર આણી:
ભકત પ્રીતમ ભકતી અરપી, અંતે સ્વાંગે થાપશોરે-કઠણ૦

---

## ૧૧ (સખા)

પદ-સુત્ર—એજ

શ્યામ સેંજે આવ્યો છે સંગ, કેમે ગુમાવશુંરે,
સખા ગોણુ નીભાવશુંરે—

કોટી જન્મે ચીંતામણી ભળીયા, અક્રંય દુક્રીત સેંજે પળીયા:
રળીયા લાધ્યું રત્ન તે, જતને રૂદયે જડાવશુંરે—

તન મન ધનથી સેવા કરીશું, પ્રેમ પ્રાપ્ત પંથે પળીશું;
ટલીશું અન્યથી અભય ભાવ ભળાવશું રે.—
ક્ષણું કદીના અલગા થૈશું, પ્રેમે શ્રીમુખ વચને વહીશું;
નવધા ચહીશું એજ કૃતારથ ઠરાવશું રે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, અંતરમાં એ આનંદઠારી;
કરો શ્રેય ધારી એજ ધ્વનિ મચાવશું રે—શ્યામ૦

---

## ૧૨ (અનન્યોપાસના)

પદ-સુત્ર—એજ

કયારે દૃષ્ટી કરશો દયાળુ, દર્શન આપવા રે;
સ્વાંગે થાપવા રે—
ચંદ્ર ચકોરની જેવી પ્રીતી, જળ મીન સંગ એવી રીતી;
કરી કૃપા ગોપીવૃંદ શર્ણે રાખવા રે—
શકિતવંત છો અંતરયામી, શર્ણે રાખો છો તજાવી ખામી;
દર્શો ખામી કયારે મચશો કાપવા રે—
તન મન ધન દર્શનમાં વારૂં, અર્ચારૂપ નીત સેવ નીહાળું;
સંભારૂં બોલે લીલારશ ચાખવા રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, નિઃસાધનતા એ ગતી તમારી;
ધારી ટેક સુધારી કર્શો પાત્રતા થાપવા રે—કયારે૦

---

## ૧૩ (આત્મનીવેદન)

પદ–સુત્ર—એજ

સાચો સબંધ સંધાશે કયારે, શ્રીશ્યામનોરે;
એજ શ્રેય મુદ્ધામનોરે—

ગુરૂશાસ્ત્રથી સ્નેહ બંધ બાંધી, તજી જગતની સ્નેહ ઉપાધી,
છતાં બાંધી નચાવે ભય એ મુદામનોરે—

જગ જંજાળથી કયારે છુટાયે, આપ ચરણે પ્રીતે ભલાયે;
તોડાયે કેર કર્મ બંધ દુષ્કામનોરે—

એક આશ્રયી બનું આપનો, બનું નહીં હું બીજા બાપનો;
ખરો ભરોંસો થાયે પુરણ કામનોરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, વીતી જશે જો આશ્રેયબારી;
નહીં આધારી શેવક થશે નકામનોરે—સાચો૦

---

## ૧૪ (નિર્ગુણા)

પદ–સુત્ર—એજ

હો અંત સમયના વહાલા, વહાલ દર્શાવતારે,
સંન્નીધ આવતારે.

પ્રાકૃત સ્નેહી સૌ અળગાં રહે છે, વીષય પદાર્થો તજીને વહે છે;
ખોટી મહં માયાની ખેંચ ચુકાવતારે—હો૦

મુળ મીથ્યાથી પ્રીત જે સાધી, કરે છે શ્રેય થાતાં ઉપાધી;
પણુ ભાવે કભાવે શર્ણું ભય મટાવતારે—છો૦

નામાક્ષર ભય પ્રેમે ઉચરતાં, મા'રો મા'રો કહી દોડો પડતાં :
યમકિંકર ભય ફેરી ચોર્યાશી મુકાવતારે—છો૦

ભક્ત પ્રીતમ કુંજવીહારી, ભાસે ભય અન્યાશ્રયે ભારી ;
વારી કૃપામય વર્ષાવી થાશો તારતારે—છો૦

---

## ૧૫ (શ્રવણુ)

પદ–સુત્ર—એજ

ભાવે ધ્યાવું સુધારશ પીવા, હરીગુણુ ગ્રામનીરે;
આપો એ મુદદામનીરે—

સત સંગથી પાનજ કરતાં, શ્રવણુ મંનન નીદીધ્યાસે ભવતાં;
થાયે પ્રીતી મટે ભીતી એ કામનીરે—

મોહ શોક જરા દુઃખ ટળે છે, શ્રીની ભકતી રૂદય ભરે છે;
આપે સાબીતી શ્રુતી સ્મૃતી મુદ્દામનીરે—

સહુસ્ત્ર જન્મથી ધર્મજ ધરતાં, દુર્લ્લભ સુલ્લભ કઠણે વરતાં;
જામે પ્રીતી રીતી ધારી મામનીરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, ચર્ણુ શર્ણુને લે સંભાળી;
આપો બારી પામું પ્રીતી શ્રી ઠામનીરે—ભાવે૦

---

૪૩૪૧



## ૧૬ (કીર્તન)

પદ-સુત્ર—એજ

ભાવે ગાઉં મંગળ ગુણ ગાન, કૃપા કૃપાળુ થતાંરે.
વિષય વાંચ્છના સઘ પ્રજાળે, શોક મોહ ખટ દુઃખજ ટાળે;
શીષ્ટ ઉચારે સશાસ્ત્ર વૃતી થતાંરે—ભાવે૦
સ્વાર્થ વીન જે હીતના કરતા, કોટી અંડના એ છે ભરતા;
તે વીન અન્ય ન ચાહું ભલે મળે ઠગાવતાંરે—ભાવે૦
કુકર્મ કરતાં ઝટ ચેતાવે, ભુલી સ્મરૂં કે માર્ગ બતાવે;
તે કેમે તજું કલ્પવૃક્ષ પ્રાપ્ત થતાંરે—ભાવે૦
ભક્ત પ્રીતમ કુંજવીહારી, દુઃખી દીનના વસીલા ભારી;
પ્રેમ રશીલા રશીલો રશમાં પુર્ણ કાર્ય થતાંરે—ભાવે૦

---

## ૧૭ (સ્મરણ)

પદ-સુત્ર—એજ

જપું સદા જપ માલા, પ્રભુ ગુણ ગ્રામનીરે;
દિવસને જામનીરે—
ગુણકર્મ નામ સ્નેહે સ્મર્તાં, અઘ કીલ્મીષ મળ સઘે પળતાં;
ભળતાં દિવ્ય રશ ટળે પીડા તમામનીરે—
મહામંત્રશ્રુતી સ્મૃતી પુકારે, સ્મરણે લીલા નામ ઉચારે;
પીડા પ્રજાળે ભવની લગની પુર્ણ કામનીરે—

નહીં શ્રમ દામ વખતજ માગે, ચરણ શરણ ગૃહી અનુરાગે;
ભાગે સંકટ નીર્ખી એ શ્રેય દામનીરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, સ્મરણે ઠારી કરો અનુચારી;
તો જપાયે માળા અજપાજપે શ્યામનીરે—જપુ૦

---

## ૧૮ (સી.દ્ધા)

પદ-સુત્ર—એજ

ઉદધી વાશી રૂદય નીવાશી, નારાયણ કયારે થશોરે;
વિચાર એ મંન વશ્યોરે—

સ્વેત દ્વીપ અંગ કયારે કરશો, પદ સ્પર્શે પ્રેમ
તરંગો ભરશો;

ભ્રાંતી હરશો શાંતી રેલે, એ રશે રશોરે—

ગુણ ગ્રામ મંદ ગર્જન થાશે, સુપ્રકારે શયન દર્શાશે;
કર પાદે છોલ ઉછળી, દાશ મર્દન હશોરે—

દિવ્ય દેહ દીવ્યાંબર ધારી, શ્રીશેષ પાર્ષદ ગણ અનુચારી;
કૃપા પશારી દર્શન દાન ઠામ કરો કશોરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, દૈવી સંપતના અધીકારી;
આશા ધારી કૃપા તુહારી મંન નીશ્ચય વશોરે—ઉદધી૦

---

## ૧૯ (પાદસેવન)

પદ-સુત્ર—એજ

કૃપા કરો કમળાપતિ તો, કામ કાંઈ કપરૂં નથીરે;
શકતીએ અમમાં નથીરે—
દેહ દ્રવ્ય નવ જોઈએ વીધી, નવ જોઈએ કાંઈ
યોગ સીધ્ધી;
રીધ્ધી છે તમ પાશે વાળો સેવને વૃતિરે—
યજ્ઞ યાગને દાનની રીતી, નવ જોઈએ જપ તપ ઈતી;
પ્રીતી આપો તમ જન સંગની તો પ્રગટે રતિરે—
ચરણ પ્રસાદ રોગજ હરશે, પ્રતિતી સવિધિ કાર્ય કરશે;
ઠરશે દાશ ઈચ્છા આપની પતિરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, એહ આશાથી અનેક વીદારી;
ધારી ટેક ચાહી તવ પદમાં રતિરે—કૃપા૦

---

## ૨૦ (અર્ચન)

પદ-સુત્ર—એજ

ચાહું અર્ચાને અર્ચા છે, જે પુરણ કામનીરે;
એ સુખ દામનીરે—
સ્વયં વ્યકતાદી અર્ચા ધ્યાતા, લૌકિક વસ્તુ અર્પણ થાતા;
સયંમે ધાતા પામ્યા પ્રીતી પુરણ ઠામનીરે—

નિત્યનૈમિતિક પુંજન સ્વીકારી, બને જંન સૌ શુધ્ધ સત્વશાલી;
બાળી કામાદિક રીપુ મંડે પ્રેમ મુદદામનીરે—
કલૌ કીલ્મીષ દુર પલાયે, સગુણ નીર્ગુણ શ્રી દર્શાયે;
ધ્યાયે શ્રુતી સ્મૃતી પુંજન મુરતીશ્રી શ્યામનીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, પત્ર પુષ્પ ફળ ગૃહો પ્રેમકારી;
ધારી દર્શન આશા ટેકે પુંજનના વીશ્રામનીરે—ચાહું૦

---

## ૨૧ (પ્રેમલક્ષણા)

પદ—સુત્ર—એજ

ભકતી ભાવે ભરો, ભકત દુઃખ ભજંનારે;
આનંદ નંદનારે—
ભકતી નવધા હરનીશ ચાહું, પરા પામવા અનન્યે ધાવું;
ગુણ ગાવું ગમતા શ્રીગોવીંદનારે—
શ્યામ શરણું અભય પ્રકાશ્યું, શ્રુતીસ્મૃતિ સહ્ ભકતે ઉપાસ્યું;
ભાસ્યું અચલ તજી અન્ય ચલ વીટંબનારે—
તન મન ધન તમ અર્પણ કરીને, રહું નિત્ય પ્રભુ પ્રેમે ઠરીને;
આપો સ્થાપો છો દૈવી ગુણ કંદનારે—
ભકત પ્રીતમ કુંજવિહારી, ચરણ શરણ શેવક સંભાળી;
કૃપા કટાક્ષે ભાળી પુરો કોડ વંદનારે—ભકતી૦

---

## ૨૨ (વંદન)

પદ-સુત્ર—એજ

નમું નમું સ્વામી પદ કમળે, વારંવાર પ્યારથીરે;
શ્રીમાત્ સ્થળ સુખાધારથીરે—

જગનાથ જગ તાત માત છો, જગ વ્યાપક જગ ભ્રાત છો;
જગ મુર્તી કર્તા ભર્તા હર્તા એ વિચારથીરે—

સર્વ ઈશ છો સર્વ શીર્ષ છે, વળી અંતરમાં વળી ચોદીશ છો;
ન્યાયી દયાળા સુખદા, વા'લા, અરી દુઃખ વીદારથીરે—

પ્રાણ દાતા પ્રાણ હારી, સ્વાધીન ભક્તધીન ગતી તમારી;
સેવ લેવ કરો સર્વની દેતા હરતા ન સ્વીકારથીરે—

ભકત પ્રીતમ કુંજ વીહારી, પ્રેમ વશ અર્પીલો સ્વીકારી;
પ્રેમ નેમથી રીઝો બડભાગી પ્રેમ ધારથીરે—નમું૦

---

## ૨૩ (હાસ્ય)

પદ-સુત્ર એજ

કેમે બનીશ તમારો દાશ, નાથ ચીંતવન કરૂં રે;
અન્ય સૌ કરૂં પરૂં રે—

જગ સુખ દુઃખ થાશે જાશે, હુર્ષ શોક પીડે છે આશે;
ભય નાશે થાશે નીશ્ચય વૃત્તી તો ઠરૂં રે—

ધર્મ કર્મથી અધ પ્રલાશે, ફળ કાજ ચીત સદ્ય ધારશે;
એ વૃત્તિ નાશે તો તમમાં ભળુંરે—

વૃત વૃતાદી સાધન ભાગી, અન્ય સ્નેહ ફળ આશા ત્યાગી;
દાસ પદને બને અનુરાગ રીતીએ ધરૂંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, નાથ કૃપા વીન નહીં કાંઇ બારી;
ધારી ઉચારૂં સંકટકારી વીદારો તો દ્રઢ ઠરૂંરે—કેમે૦

---

## ૨૪ (દુર્લ્લભા)

પદ–સુત્ર—એજ

મમ શરણ શર્ણાગત પાળા, શરણે સ્થાપશોરે;
દુર્લ્લભા આપશોરે—
અભય અજર અમર પદ દાતા, શ્રુતીસ્મૃતી સુર મુનીવર ચા'તા;
એશ કમળ પદ ગંધ મકરંદને આપશોરે—
પતિત પાવંન શર્ણે ધાતા, ભગ્ધર નામે અમીત ફળ દાતા;
ધાતા કષ્ટે ફેરી ચોર્યાશી ઉથાપશોરે—
ભટકયો મંદભાગી લક્ષવારી, ગુરૂ શરણથી શર્ણું નીહાળી;
અવીચળ શેવક અટકયો દુક્રીત કાપશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, પ્રેરી ફેરી ટાળક બારી;
હાવે ઉગારી લેશો મતી મા માપશોરે—મમ૦

---

## ૨૫ (સખા)

પદ-સુત્ર—એજ.

સમજ્યો સાચો સાથ નાથનો, અહરનીશ કયારે થશેરે;
આશ એ ઉર વશેરે—
અસત્ય સંગ સંગથી ભવમાં ફરતા, મનુષ્ય તન
લાધ્યું દુઃખ હરતા;
લાગ મળ્યો ધાર્યો મનશુખો શું રહી જશેરે—
કહીશ ચહીશ ગુણગ્રામની માળા, વચન પાળીશ ગણીશ વા'લા;
તમારો છું કે'તા ગ્રે'તા એ ધારો નહીં વહી જશેરે—
શાસ્ત્ર વગ મેળવીને વળગ્યો, વચન પ્રભાવે શું કરશે અળગ્યો;
નહીં કરે ન્યારો એ શીષ્ટ વેણ દ્રઢ થશેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, તાહરો તાહરો છું કહું પોકારી;
સંગે ઠારો તારો મારો વખત દુર્લભ વહી જશેરે—સમજ્યો૦

---

## ૨૬ (અનન્યોપાસના)

પદ-સુત્ર—એજ.

દાન દર્શનનું દો છો દયાળા, દાશ સદા ઉચ્ચારતારે;
પૃથક્ સન્નીધ ભાસતારે—
શૈવો શીવ વેદાંતિ બ્રહ્મ, નૈયાયિક કર્તા મીમાંસક કર્મ;
પર્મ બૌધ બુધ્ધ, જૈન અર્હંત ભાખતારે—

સગુણ ચોવીશાવતારે ઊપાસે, નીર્ગુણ બ્રહ્મતત્વ તપાસે;
અન્ય દેવાદીક અંશ સાધતારે—
શર્ણા દાશ શ્રી સ્વરૂપ ઉપાસે, દર્શ્યું ભકતે ભકતી ધરી આશે;
થાશે મનોરથ પુર્ણ પ્રતીતી લાવતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સત્ય સ્વરૂપાનંદે ઠારી;
કરશો સન્નીધકારી અમીરશ ચાખતારે—દાન૦

---

## ૨૭ (આત્મનીવેદન)

પદ—સુત્ર—એજ

વળગ્યો છું અળગો ના કરશો. સ્નેહી છું શ્રીહરીરે;
થાકયો છું ફરી ફરીરે.
વિશ્વાધાર વિશ્વંભર સ્વામી. શાસ્ત્ર પ્રતીતી દાખી નામી;
અધ્રુવે વીરામી થાકી વૃતી હા ઠરીરે—
જંન ધન તન સેવા વસ્તુ, અનિત્ય જાણી કીધું ખસ્તુ.
અસ્તુ સંબંધી ખોટા થાકયો છું સ્નેહ ધરીરે—
અવર વિનાશી આપ અવિનાશી, સુરમુની વૃંદ રહ્યા ઉપાશી;
અવિકાર આધાર સત્ય દીન બંધુ હરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી. વળગું છું દો અન્ય વીદારી;
ચાહુ સ્નેહકારી જે તમ વસ્તુ ખરીરે—વળગ્યો છું૦

---

## ૨૮ ( નિર્ગુણા )

પદ–સુત્ર—એજ

છો અંત સમયના બેલી. અંતેના વિશારશોરે;
સ્તવન ઉર ધારશોરે—
પ્રારબ્ધવશ ભુતલ ભમીને. કર્મ વધારી સંકટ ખમીને;
દમું ઈંદ્રી એ હાલત વિચારશોરે—
કર્મ ધ્યાન જપ તપ ગ્રામ. દેવ તીર્થની નથી કરી મામ;
પતીત વસ્યો પદ વિશ્રામ તે ઠારશોરે—
નથી ઈચ્છા અન્ય સુખ લેવા. સેવા ચાહુ આપની દેવા;
મીથ્યા માયામાં તણાતાં વારશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી. પ્રગટ દર્શને અઘ સંકટહારી;
અર્જ સ્વીકારી કુપુત્ર. પીતા પદે ઉધ્ધારશોરે—
છો અંત સમયના બેલી૦

---

## ૨૯ (શ્રવણ)

પદ–સુત્ર—એજ.

અભય દુ:ખહર રશ આપનો, બાળ પીવાને ટળવળેરે;
કૃપા કટાક્ષે હા ભળેરે.—
શ્રીવર શોભા સૌ આપની, ભરમાયો કરી મારી આપની;
માયીક મોહે પીતાં થાકી બાળશું રળેરે.—

ભુલ્યો રશ તવ ભવમાં ભુલ્યો, પુલ્યો ફોગટ ફાંફે પુલ્યો;
ડુલ્યો દુઃખમાં અમંગળ કેમ ટળેરે.—

વ્હાલાં ગુણ કીર્તન પંથ સ્હાતાં, અર્ચાવિલોકી જન મદમાતાં;
થાતાં જાણી એ પંથે મંન ભળેરે—

ભકત પ્રીતમ કુંજવીહારી, કૃતિ કીર્તનની ગુપ્ત વીચારી;
કરો રશ પાન કારી તો ભાગ્ય ભળેરે—અભય૦

---

## ૩૦ (કીર્તન)

ગુણ ગાઉં સ્નેહે કીર્તનથી, જે શીષ્ટ શાસ્ત્ર ઉચ્ચારતારે;
પ્રભુ પંથે જે ઠારતારે—

નારદ ગાતા પુનીત પુંજાતા, ગાયે ભારતી શ્રેષ્ટ મનાતા;
શ્રુતી સંત રૂષી સદ્ભાગી, અખંડાનંદે ગાજતારે—

સુર તુલશી દર્શન પામ્યાં, વાલ્મીક વ્યાશ તે આનંદે વિરામ્યા;
લવકુશ પામ્યાં છે અંક રામ ગુણ ભાખતારે—

તુકા મીરા નરસીં બડભાગી, થયા કીર્તને જગશ્રેય ભાગી;
કહો એશ કીર્તનથી જય ગજાવતારે—

ભકત પ્રીતમ કુંજવીહારી, અભય માર્ગતણી રાહ ધારી;
ભય નીવારી પ્રેમ પુરે કર્શો મલ્હાવતારે—ગુણ૦

---

## ૩૧ (સ્મરણ)

સ્મરણ શેવન અહુરનીશ કરવા, આશ દાશ ઉરે હરીરે;
નાથ દો પુરી કરીરે—

પાપ પુર્વનાં આડે આવે, તર્કવિતર્કે ગર્ક કરાવે;
બતાવે સ્વલ્પે તત્વ પાપ પુંજે ભરીરે—

વીશેષ ચાહતાં લોભે ભરાવે, જગત પ્રપંચ માંહે લોભાવે;
દર્શન વીસરાવે સ્મર્ણ જાવે, દુઃખ કહું કોને હરીરે—

જંને ધને તંન માલે શેવા, બને બનું કૃતારથ દેવા;
એ મેવા લેવા દેવા, વસો અંતરમાં હરીરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, નિરખી હરીશ સ્મરણે અધીકારી;
રહેવા શરણે પીતા મંન ઈચ્છા ખરીરે—સ્મરણ૰

---

## ૩૨ (સીખ્યા)

ધરૂં ધ્યાન દ્રઢ ચીતે નાથજી, એ આશા ઉર હરી હરીરે;
અર્જ લો ઉર ધરીરે—

નખ શીખરૂપ અનુસંધાને, ધરૂં નિત્ય કીર્તન ધ્યાને;
ભુલું કદીના ભાને દ્યો દાને કૃપા કરીરે—

શુંદર શ્યામ સુધાના સીંધુ, લાવણ્ય નીધાન કૃપાના ઈંદુ;
દિવ્ય અંગ દંગ થૈ રહું કયારે હરીરે—

ભુષણુ વસન આયુધ્ય અલૌકિક, દિવ્ય ચક્ષુ દ્યો મટે દ્રઢ લૌકિક;
ચોંપે ચંચળ ચીત દ્યો એકતાને કરીરે—
ભકત પ્રીતમ કુંજ વીહારી, આપ વીન અન્ય ભાન વીદારી;
બનું શ્રેયકારી એજ સીખ્યા અંગ દ્યો ભરીરે—ધરૂં

---

## ૩૩ ( પાદ સેવન )

વળગ્યો છું સત્ય નાથ ચરણે. અળગો રાખો નહીં દાશનેરે;
પુરો ધ્રુવ આશનેરે—
અચળ અભય છો ગયો છું સમજી, રહ્યાં સદ્દશાસ્ત્રો
વચને ગરજી;
તજી ટેવ હા મીથ્યા અન્ય જે ખાશનેરે—
તંન જંન સારૂં તેવડ કરતો, હતો તેવો થૈને ફરતો;
વરત્યો ઘાટ સૌ કરે ચળ નિરાશનેરે—
નામ કીર્તનથી પદ પંકજ ચાહુતાં. ટળે અશ્રેય ભાવે ભળાતાં;
થાતાં કૃપા જંન પામ્યા શ્રેષ્ટ સુખ રાશનેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી; સ્નેહી બળવંત પદ બીર્દધારી;
વહે નીર્બળ રંક કર્શો નહીં ઉદાશનેરે—વળગ્યો છું૦

---

## ૩૪ ( અર્ચન )

કીરીટ ધારી કુંજવીહારી, પ્રગટો અર્ચને હું ઠરૂં રે;
રૂપમાં ઝટ વરૂં રે—
મંગળ મુરતી શ્રેય કરનારી. તાપ પાપ કીલ્મીષ હરનારી;
પુરતી સુરતી પુરો દર્શી સ્થીર ઠરૂં રે—
શ્રી ભુલીલા સહે પ્રકાશો. અભય સુખકર આયુધે દર્શાશો:
બાળ તરસ્યો તેનો અન્યથી કાં ભળું રે—
માત પીતા વળી સાચા વા'લા. સંપુર્ણ કાચા અનેક નીહાળ્યા;
નહીં ઠરૂં અન્યે પુત્ર ધર્મ નહીં પરહરૂં રે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી. હું છું તમારો મારા ધારી;
કરો વહાલ એ બારી વડે હું વરૂં રે—કીરીટ ધારી૦

---

## ૩૫ (નિષ્કામા)

પ્રભુ પ્રીત વીન પંચાત, કદીના કરાવશોરે;
ભકતીભાવ ઉભરાવશોરે—
વિષય વશ માયા સતાવે, કામ ક્રોધ એ પ્રેમ ભુલાવે;
નવરૂં મંન નખ્ખોદ ઘલાવે, તેને ચેતાવશોરે—

કુસંગ રંગી કુથલી કરતાં, જુની યાદ તે સત્ય વિશરતા;
સુસંગ આપી સત્ય સ્વરૂપ સ્મરાવશોરે—

જે વસ્તુમાં વાશજ કીધો, હક કીધો તે તજી દીધો;
તમ ચીજ જાણી બગડતી બચાવશોરે—

ભકત પ્રીતમ કુંજવીહારી, ખરી અરજી દાશે ઉચારી;
ગરજી છે પણ નવ હામ હરાવશોરે—પ્રભુ૦

———

## ૩૬ (વંદન)

નમું નમુ નારાયણ સ્વામી, પ્રભુ પ્રભુતા કુંજ ભરી ભરીરે;
દર્શું જ્ઞાનાનંદ ધરીરે—

સચરાચર વ્યાપક છો સ્વામી, વિસ્તૃત અંડ સમાન મુકામી;
સુ જગ નભ પંચે તુંજ પ્રભુતા ઠરી ઠરીરે—

સૂક્ષ્મ આણુથી સર્વથી મોટા, દેવ જંન જીવ સર્વ છે છોટા;
તમે પ્રકાશી સર્વે વશતા, છો અંતર્યામી હરીરે—

યત્ન કરે તમ અધના હરતા, વણ માગે પાત્રથી ભરતા;
જીવ સમજણ કર્મ પ્રમાણે, લીલા દર્શે ખરીરે—

ભકત પ્રીતમ કુંજવીહારી, દિવ્ય તેજ દિવ્ય પ્રભુતા ભાળી;
કરૂં વંદન દુઃખ કંદન શર્ણે ઠરી વરીરે—નમું૦

———

## ૩૭ (દાશ્ય)

શરણ શરણ અલબેલા. દાશ દુઃખ કોણ હરેરે;
પ્રેમી પ્રેમે ઢળેરે—
અકથ બીમારી થતી અણધારી, નથી જાતી તેમ તે હારી;
વળગી છે વીધવીધ રૂપે દુઃખ કેમ ટળેરે—
કામ ક્રોધ મદ લોભ મોહ છે. રોગ ભયંકર એનો દ્રોહ છે;
સમયે પીડે કરે વીકારી વાધી માયા જવરેરે—
રંક તવંગર સર્વને પીડે. સાજા માંદાની સંગે હીંડે;
બહુ ઢંગી રંગી કુજન્મ નર્કે ભરેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી. અંડજીવ સૌ થાકયા હારી;
વિષય બીમારી કુંજ વૈદ વીન નાટળેરે—શરણ૦

---

## ૩૮ (દુર્લભા)

પુરણ ભાગ્યે ભેટો થયો. સાચા તાત માતનોરે;
પુર્ણ ભાગ્ય ઉદ્યાતનોરે—
અનેક જન્મ સંસીદ્ધી ફળતાં, પાપ કીલ્મીષ સઘે ટળતાં;
ભળતાં બડ ભાગી થયો બાળ સનાથનોરે—
જગના તાત જગની માત, છે દીવ્ય દંપતી ભલી ભાત;
લીધો ઉછંગે ઓશીંકળ શીશુ ખરેખાતનોરે—

આપ્યું જ્ઞાન આપ્યું ભાન, તોપણ બાળ અંધ અજ્ઞાન;
દ્દીવ્ય ચક્ષુ દીધા દ્દષ્ટે લીધો સમજ્યો કૃપા નાથનોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સ્થાપો અવિચળ શીશુ
વીચારી;
સંધાવો સદ્ સ્નેહ હતો પુર્વ સાથનોરે—પુરણ૦

---

## ૩૯ (સખા)

પુરી શોધે લાધ્યા છે પીતા, નથી મંન ગુમાવવારે:
અંશ અચળ નિભાવવારે—
દેવ યક્ષ કીન્નર જંન જોયા, સેવા કરી વળતી મન રોયા:
નહીં લોહયા આંશુ નથી ફરી મેળાવવારે—
સ્વર્ગ—અંડની અગણીત ચીજો, કરી વખાણ જન વૃંદ રીઝયો:
બીજ્યો નાશથી તેનો સંગ સમુળ ટાલવારે—
વૈભવ દીવ્ય અનોખો દીઠો, બાળકને તે ભાસ્યો મીઠો:
અચળ ઠામ-દિવ્ય પરમ ચહું મેળાવવારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ઠરે પ્રેમ પુત્રનો શ્રેયકારી:
પીતા વાત્સલ્ય ગુણ ધારી ઠરો નીભાવવારે—પુરી૦

---

## ૪૦ (અનન્યોપાસના)

શું ચાહવું દયાળુ શ્રીવર સઘળે આપ છોરે;
નહીં દર્શું એ માયા થાપછેરે—
પંચભુત રવી શશી ધારૂં, બ્રહ્મ ભુત પતી ઈંદ્ર તંન તારૂં:
મિત્ર કલત્ર કીર્તી ધન ધામો પુણ્ય બાપછોરે—
માત તાત મિત પ્રીત ભરે તું, દેહ રચી પેસી પોશણ કરે તું:
તું તું તું એજ નીશ્ચયે દાશ આપછોરે—
નામ ધામ રૂપે રંગથી બીજા, ભેદ ગણી માયા ફંદે રીઝયા:
તે બીજા કુટાયા ફસાયા અઘાપછેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, દીવ્ય દર્ષ્ટી દો દીવ્યે પધારી:
તો બારી દેખું ન અન્ય રહું રૂપે એ આલાપછેરે—શું૦

---

## ૪૧ (આત્મનીવેદન)

નિભાવશો પણ ચરણ શરણનું, તો નિર્ભયે વરૂંરે:
અન્ય સૌ કરૂં પરૂંરે—
કોટી અંડના સ્વામી મારા, રહું શેવક અખંડિત પ્યારા;
ન્યારા કરૂં અવર આજ્ઞા ધારકે નાડરૂંરે—
અભીમાન લાલચને ત્યાગી, ગણું આપ જંન વેર ઉથાપી;
આપો મતી બ્રહ્મમય ભેદ પરહરૂંરે—

રહું ઠરી ગુણગ્રામે તંનથી, અન્ય ન આશ રહે કાંઈ મંનથી;
ધનથી સેવા મેવા લેવા દોડી ભંળુ રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ભકતવત્સલ પદ બીર્દ વીચારી;
સ્થાપો અવીચળ સ્વાંગ નિત્યે ઠરૂં રે—નિભા૦

---

## ૪૨ (નીર્ગુણા)

નાથ ના વીશારૂં ક્ષણું તમને, સ્મરૂં ઘડી ઘડીરે;
ભાવ દેશો ઉર ભરીરે—
મારૂં તારૂં કહી અન્ય ભજતાં, નહીં મારૂં સમજાયું તજતાં;
પળમાં પળતાં ગભરાયો, રહ્યો તવ શર્ણે ઠરીરે—
પાપ રૂપ જગ કુટથી અટકું, નહીં અન્ય વીષયમાં ભટકું;
અટકું તવ નામ ધામ કામે હરીરે—
લુટ ભજનની છુટથી કરવા, મંન-તંન બળ ચાહું ભરવા;
ઠરવા ધ્યાવું કીર્તને નિત્ય પ્રેમે ઠરીરે—
ભકત પ્રિતમ કુંજવીહારી, નિર્ગુણા ભકિતતણો અધીકારી;
દાશ બનું શરણું સ્વીકારી દ્યો ભરીરે—નાથ૦

---

## ૪૩ (શ્રવણ)

વિઘ્ન દુર કરો વિશ્વંભર, તો લીલામૃત ઉર ભરૂં રે;
અરજ સાચે કરૂં રે—
પાપ અમાપ પુર્વનાં બાકી, કનડવા નાથ રહ્યા છે તાકી;
પાકી દૃષ્ટી થાતાં કરે કામ વિપ્રીત્ ખરૂં રે—
કુસંગ માયે મંન રંગાયું, કરે તેનું તે રંગે ફાવ્યું;
કુસંગ ઢંગ દુર કરો તો રંગ આપણે વરૂં રે—
ઋણ વધ્યું છે નાથ તમારૂં, કેમ કરી મુખ આ દેખાડું;
માફ કરો તોજ નાથ ચરણ શેવક ઠરૂં રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, નહીં એ વીન બચવાબારી;
કૃપા ધારી નહીં તો કપુત સુત રખડી મરૂં રે—વિઘ્ન૦

---

## ૪૪ (કીર્તન)

અનંત રૂપી નાથ પ્રગટો, કોણ રૂપથી ઠરૂં બરૂં રે;
સર્વ ધ્યાન કરૂં પરૂં રે—
થયા મચ્છ કચ્છ જળ જંત જાતી, વરાહ નૃસીંહ
વંનચર જ્ઞાતી;
વામન ત્રીવીક્રમ બ્રાહ્મણ, રામ થઈ દુઃખ હર્યું રે—
રામ ક્ષત્રી કૃષ્ણ યાદવ રૂપે, મોહની નારી રૂપ જગ ભુપે;

વટ પત્રે લઘુ વિશ્વે અર્જુન મંન ઠર્યું રે—
બધી જાતીમાં એકે ન દીસે; જ્ઞાનાનંદે નવીન હીસે;
રૂપે દીસે સર્વમાં સર્વનું મંન વર્યું રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, જાતીરૂપ શકુંના વીચારી;
કૃપા તમારી જ્ઞાનાનંદે જંન ભાગ્ય ભળ્યું રે—અનંત

---

## ૪૫ (સ્મરણ)

સ્મરણ ચાહું નાથ નિરંતર, પણ ભુલું છું ઘડી ઘડીરે;
દુઃખ એ દોહરીરે—
તંનઈંદ્રીના ભાવ ભુલાવે, ધન જંન સામાન અરીવત્ ફાવે;
પદ વિસરાવે એ અરી સત્યે હરીરે—
મળેમળ જેમ ઘૃતથી અગની, તેમ સંગ્રંગ્ ઠરે
વાત વગની;
લગની તજાવે દ્વેષ કલેશે સ્નેહે ભરીરે—
સ્મરણ તમારૂં અઘહરણ છે, સકળ વિઘ મંગળ કરણ છે;
ચરણ ઠરણ ભકત ખ્યાત ચીત ધરીરે૦—
ભકત પ્રીતમ કુંજવીહારી, કૃપા આશ વિશ્વાશથી ભારી;
સ્તુતી ઉચારી કૃપા લાભ દો છો ભરીરે—સ્મરણ૦

---

## ૪૬ (સીદ્ધા)

આવો ભાવો નાથ રૂદયમાં, સફળ આશ ત્યારે થશેરે;
દાશ આશે વશેરે—
આવો બીરાજો આપો લ્હાવો, દાવો નથી છો નાથ નીભાવો;
સ્વાદ ચખાવો શ્રેષ્ટ તમ પાશે રશેરે—
પાપ નીવારો જ્ઞાન વધારો, શ્રેયકાર કહે શીષ્ટ ઉચારો;
ધારો સારો બક્ષો ગૃહી દાશ વશેરે—
બનશે તમથી નહીં જંન શ્રમથી, કરવી માથાકુટ શાને અમથી;
કરો અનુગ્રહ મંગળ વીગ્રહે કાર્ય ઝટ થશેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી દર્શન ભાગ્ય થશે શ્રેયકારી;
મુખે માગ્યું છે ઉચારી પીવા અમૃત રશેરે—આવો૦

---

## ૪૭ (પાદસેવન)

રાખો ચરણ શરણ આ દાશ, તો તો રહી શકેરે;
અણુ વીભુથી કેમ ટકેરે—
નિજ સ્મૃષ્ઠીનું તંન ગ્રહ દીધું, નથી સ્વતંત્ર અર્પણ કીધું;
પલમાં નાશ થાતાં જીવ આ કયાં ટકેરે—

ધર્મ જપતપ ફળ નથી વશમાં, મેળવી ભોગવવું પરવશમાં;
તજતાં વલોપાત એ ફળ લઈ શકેરે—
આપ ઈચ્છા વીના પાનનાં હાલે, ઉપનીશદ મુખ
કથા ઉચારે;
દેવ લજવાયા, મારૂં કહી જંન મીથ્યા બકેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, તંન મંન ધન તમ છે સ્વીકારી;
ધારો ભાવ તો દાશ આપ ચર્ણે ટકેરે—રાખો૦

## ૪૮ (અર્ચાન)

સેવા ચાહું નાથ સ્વરૂપની, સ્નેહે સદ્યે સજાવશોરે;
અન્ય રૂપ વીશરાવશોરે—
પેટ કાજથી વેઠજ કરતા, શેઠ રાયની પુંઠે ફરતા;
શરતા નહીં કામ ત્યાં ઠરતાં, નાથ બચાવશોરે—
અનીત્ય સુખ દર્શી ધાતા, પ્રાપ્ત કરી હુતા તે થાતાં;
ખરૂં સુખ શાસ્ત્રે દર્શાતાં, ધાયો હાવે મીલાવશોરે—
તંન ધન જંન આશ તજીને, આશ શેવનની ઉર સજીને;
ગુણગ્રામે સ્નેહ શજીને ઠરાવશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, શીઘ્ર ઠરાવો પુંજનધારી;
ખરૂં તે ખરૂં છે ત્યાં સજાવશોરે—સેવા૦

## ૪૯ (પ્રેમલક્ષણા)

ક્યારે દર્શાશો મહારાજા મંદિર આવતારે;
મુજમંન ભાવતારે—

દ્રઢ પ્રેમવશ દાશ તણાયા, આર્ત સ્તવને પ્રગટ જણાયા;
નાથ બંધાયા પ્રગટ અર્ચા ચીન્હ આપતારે—

વેદાંગ વચનથી અર્ચા ભાળું, સંન્નીધ જાણી પુંજન
સંભારૂં;
દ્દીવ્ય દષ્ટી વીન અંધ દેખું શું પ્રગટ રૂપે બોલાવતારે—

કહે શ્રુતી કૃપામયવારી, વર્ષે બને દૈવી ગુણધારી;
ગતી તમારી ભાળી, શાને મુઝાવતારે—

ભકત પ્રીતમ કુંજવીહારી, ચર્ણ શર્ણ લો બીર્દ વીચારી;
ભાવે કભાવે નીજ જંન ગણાવતારે—ક્યારે૦

---

## ૫૦ (વંદન)

શ્રીનારાયણ પદ કમલે, વંદુ પુરણ પ્યારથીરે;
પ્રેમ ઉદ્ગારથીરે—

પીતા માતા ધાતા ત્રાતા, ભ્રાત ભગની સ્નેહી જણાતા;
માલ મીલકત છે એની સર્વાધારથીરે—

ત્રાપ ટાલક દુઃખ હારક, વિઘ્ન હરતા સુખકારક;
સકળ શ્રેયકર મંગળ રૂપ વિચારથીરે—
નામે અઘહારી પુનીત વીહારી, શર્ણું શેવક જગ કષ્ટહારી;
કરૂણાકારી શકતી નામ ઉચ્ચારથીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, પ્રગટે અઘ ભય બને સંહારી;
છેશ્રેયકારી પીતા નમું પુર્ણાધારથીરે—શ્રીનારાયણ૦

---

## ૫૧ (દાશ્ય)

સેવા સ્વીકારી સ્વામી, શેવક સંકટ કાપતારે;
પ્રેમ અવીચળ થાપતારે—
નહીં ધન નહીં ધામથી રીઝે, નહીં વર્ણ ઉત્તમ નીચ ખીજે,
નહીં આચરણ વય વિદ્યા બતાવતારે—
અલૌકિક દિવ્ય સાહીત્ય જેનું, લૌકિક પ્રસન્ન મંન શું તેનું;
નીજ માલગૃહી સયંમે તેને આપતારે—
પત્ર પુષ્પ ફળ આદીક મેવા, અરપો વીવીધ પ્રકારે સેવા;
પણ દેવા રીઝે પ્રેમ દ્રઢ જણાવતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, દાશ બને શેવન અધીકારી;
શર્ણુંધારી થાતાં કર્યાં જંન ગણાવતારે—સેવા૦

---

## પર (દુર્લ્લભા)

ભલે ભેટો થયો  તાત માતનો, રહો નિત્ય  આશા  ઠરીરે;
તદ્પ્રેમ દો  ભરી હરીરે—
પ્રાકૃત તાત માતે વિલોકી, સ્વાર્થ સ્નેહથી લીધો રોકી;
વિલોકી મીથ્યા ભુલ્યો ફાળ તવ પડી  પડીરે—
વખાણ સુણતાં મંન તલસે છે, સંન્નીધ રહેવા વિયોગ
ખશે છે;
શીષ્ટ કહે રહે મનમાં થાકયો શોધી ફરીફરીરે—
નથી બળ તપ સંન્નીધ આવું, અર્ચારૂપથી સ્નેહ જણાવું;
પ્રગટ થાવું વાત હાથ છે ભાવ દો ભરી ભરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, વિયોગ કરશે ઘાત વિચારી;
વીદારી મુઝવણ કરો સનાથ હરી હરીરે—ભલે૦

---

## પ૩ (સખા)

મંનમોહન સંગત વીન, ધીક જંન અવતાર છેરે;
ફેરી તૈયાર છેરે—
નિર્ગુણ છતાં સગુણ પ્રકાશ્યા, દૈવી આર્ત સ્તવનથી ભાષ્યા;
ત્રાશ્યા આશુરી તેને મુખ ઉચ્ચાર છેરે—
કોટીકંદર્પથી નિરાળા, અનુપમ દૈવી અવયવવાળા;

નવયૌવન મુળરૂપ સંગ અઘ હરનાર છેરે—
નિર્મળ શીતળ અમૃતવાળા, દિવ્યાલંકાર મંન હરનારા;
શીષ્ટ ઉચ્ચારે મંન ન મોહ્યું નર ખર અવતાર છેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સપ્ત ગૌણથી બનો સંગધારી;
કરો તમારો છું અંતે અંગ શમનાર છેરે—મંન૦

---

## ૫૪ (અનન્યોપાસના)

અમીત પ્રતાપી બાપ આપ છો, રાખો પ્રેમે પાદમાંરે;
ભુલું નહીં માયા વીશાદમાંરે—
કોટી અંશ આ જગ્ત ભર્યું છે, કેટલું કહેવું ન લેખું કર્યું છે;
આપ સદ્રશ આપ સ્વામી; બીજા ન દેખું માપમાંરે—
સૌ શરીરી આપ શરીર, પ્રકૃતી ચેતનને વળી સ્થીર;
અંતરયામી ઈશ કહું શકિત તે અમાપમાંરે—
અવિકારી ન્યાયી એવા, કર્મ પ્રમાણે ફળ દો દેવા;
લેવા શુધ્ધ પ્રગટો ભુલ થાપમાંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, જીવ જીવન મોહનધારી;
પડી પાદે વીનવું રાખો સ્નેહ ગાંઠમાંરે—અમીત૦

---

## ૫૫ (આત્મનીવેદન)

કૃપા કરો કમળા પતિતો, તંન મંન ધનથી ઠરૂં રે;
તરી ભવ શીઘ્રે વરૂં રે—
દેહ દ્રવ્ય નવ જોઇએ વીધી, ગમન નભ પાતાળની
સીદધી;
ધ્યાને ધૃતી સેવને વૃતી વાળો તો તરૂં રે—
યોગ યજ્ઞ દાન જપના કરતાં, સત સંગત પ્રપત્તિ વરતાં;
તવ પદે દો વૃત્તીતો તરી ભવ શીઘ્રે વરૂં રે—
ઔષધ પથ્ય નથી પાળવી, તંન ધન કુટુંબ વૃત્તી જાળવી
તીર્થ પ્રસાદ દો દાશને જ્ઞાનોદધી તરૂં રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, આત્મનીવેદને દાશને ઠારી;
કરો સ્વાંગ ધારી એ આશાએ આશા ધરૂં રે—કૃપા

---

## ૫૬ (નીર્ગુણા)

કયારે ન્યાલ કરશોં નંદલાલા દર્શન દાખવી દાશનેરે;
ધારી ઉર આશનેરે—
નખ શીખ રૂપ રસીક રઢીયાળું, ચિત વેધક પુનીત
પ્રેમાળું;
દીવ્યાંબર ધારી શણગારી આભાશનેરે—

પોષક પ્રેમાળુ તાત જણાતા, માત નીહાળી નીહાલજ થાતા;
આનંદે ન્હાતા કરશેં કયારે બાળનેરે—
લીલા લલીત ત્રીભંગી સંગે; સેવતાં વધશે વહાલ ઉમંગે;
એ રંગે રાખશે મીટાવી ત્રાશનેરે—
ભક્ત પ્રીતમ કુંજ વીહારી, લો ઉછંગે નીજ સુત વીચારી;
શરણું ધારી રહયા માગી કૃપા ખાશનેરે—કયારે

---

## ૫૭ (શ્રવણ)

કથા ન ભાવે નાથ તમારી, એ ઉરમાં ઉચ્ચાટ છેરે;
જગ ભયનો ત્રાશ છેરે;—
નવધા સમરી પદ તવ નમતો, વીષય વેગ તોપણ નહીં શમતો;
ઘડી ડાહ્યો દીનભર ગુંચાયો, મંન તેનું તે ખાશ છેરે—
સાંભળ્યુ ખપ આવશે કયારે, ભાવશે કયારે લીલામૃત વહાલે;
તર્યા કથાથી સમજ્યો ન સુધર્યો કયાશ છેરે—
કુડા કર્મે દોડી મંન ભળતું રૂડા દેખી પદ પાછું પડતુ;
મળ ગુચવણ નહીં હઠતી દેહ ફુટશે ત્રાશછેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી. ઈચ્છાવીન કો જાય હારી;
લીધા ઉગારી અનેક જીવો માટે ધારી આશછેરે—કથા

---

## ૫૮ (કીર્તન)

અનંત નામ નાથ આપનાં, નીજદાશ ઉચ્ચારતારે;
નાથ તેમ અવધારતારે—
ચતુર્વીંશ અવતારી નામે વેદ પુરૂષ કહી વિરામે;
વિષ્ણું સહસ્ત્રે સહુસ્ત્ર નામી, શ્રુતી સ્મૃતી ભાખતારે—
કોઇ નાથ સ્વામી કહી મચ્યતા, કોઈ પીતા માતા
કહે રચતા;
ભજતા વીચારો પ્રેમકુળી નાથ સત્ય દર્શાવતારે—
સગુણ નીર્ગુણ ઝઘડે મચતા તેમે પામી
વીરામી ઠરતા
ગુણે ચીતવના ફળ તેવું ત્યાં થાપતારે—
ભક્ત પ્રીતમ કુંજ વીહારી, શરીર શરીર ભેદ વીચારી;
રામ કૃષ્ણ નારાયણ પીતા મહારાજ ભાખતારે—અનંત

---

## ૫૯ (સ્મરણ)

પનીત પાવન સ્મરણ નાથનું, પ્રેમે ચાહું સંભારવારે;
મળ કીલ્મીષ અધ બાળવારે—
સ્મરણ કરી સ્મરણ કરાવું. શુચી કથા ભણી ભણાવું;
ધુન મચાવી સમજાવું તે મચાવવારે—

શ્રવણુ કરી સંભાળે તમને, સંગતી આપો તેની અમને;
એ મંડળ સ્થાપો આસુરીપુર નીવારવારે—
સ્મરણુ પ્રીતીએ રસ થાપો, અસર થતાં મિટે પરિતાપો;
નથી અદાપો છે પણ આપઅંગ ઉગારવારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, પંથ પકડું શરણું સ્વીકારી;
શ્રેયકારી રશ રશીથી રશીલો નિત્યે નિભાવવારે—પતીત

---

## ૬૦ (સીધ્ધા)

દૈવીગુણ દેશો દયાળાતો, અનંત આનંદ મળનાર છેરે;
દાસ આશ ભળનાર છેરે—
છો અનંત અનંતજ મળશે કદી નહીં તે વિરહ ઠરશે;
ભરશે ભર્યો છે પણ આપ હાથ વિચાર છેરે—
દાશ ઇચ્છા સમનાથ આપો, છે પ્રાક્રમ કરીએ અદાપો
અપાત્ર પાત્ર થાપો શક્તિ આપ તૈયાર છેરે—
ભલે થાય વિષયમાં વિરક્તિ, ભળે ટળેજગ ભોગની
શકતી;
ભકતી ભરાયે શુચી શેવન સુણનાર છેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, શકતીવંત અનંતાનંદ ધારી;
કરવું ઠરવું ભરવું દાશાખાશ તૈયાર છેરે—દૈવીગુણ

---

## ૬૧ ( પાદસેવન )

ચરણ છાંય આ દાશ ચહે છે, દો શીર્ષપર ધરી ધરીરે,
દાશ ભાગ્ય દો સફળ કરીરે—

બળી ધામે ત્રીલોક મપાયાં, શીર્ષ ધારણે ભાગ્ય ભળાયાં;
ઉર ધરવા ગોપ અંગના વંન ફરીરે—ચરણ૦
માત-ગૌ-થી વંન વીચરતા, શ્રી ઇચ્છે મૃગ પુંઠે ફરતા;
બાળ ગ્વાલ રમતે ધરતો તે આશા વરીરે—ચરણ૦
નાગ કાળી નથી વીશરતા, પદ પાણી શંકર શીર ધરતા;
રજે વનીતા-મીરાં-ગયાં તરીરે—ચરણ૦
ભક્ત પ્રીતમ કુંજવીહારી, શ્રી-બ્રહ્મ-સેવે બની
અનુચારી;
ગતી ધારી દુર્લભ આશ સુલ્લભ દો કરીરે—ચરણ૦

---

## ૬૨ (અર્ચન)

નિરાકાર સાકાર સ્વરૂપે, નાથ સદા પ્રકાશતારે,
શીષ્ટ ગ્રંથ ભાખતારે—
નામ રૂપ નહીં જંનના જેવું, ગુરૂ અને સુક્ષ્મ પણ તેવું;
સર્વે છતાં પરીમીત દેહ ખાશથી રાજતારે—

જળ સ્થળ ચર સ્થિરમાં વાશી, શીષ્ટ બોધ કીયાએ
પ્રકાશી;
બની આપી પોતાનું વળી રક્ષણે ધાવતારે—
નર સુર સાગર તન ધારી, સ્વયં વ્યક્તાદીકે પ્રગટે
ધારી;
ચીંતવે ગુણે ધર્મ દાશ ભય કાપતારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, દર્શન દાને બનું શ્રેયકારી;
ગ્રંથ નીહાળી ધારી આશે સ્તવન સુણાવતારે—નિરાકાર૦

---

## ૬૩ (નિષ્કામા)

શાને રાખું આશ અન્યની, સરવશ શ્રીવર આપ છેરે.
વેદ શાસ્ત્ર પુરાણ ઉચ્ચારે, સત્ય માની લીધું આ વારે:
નથી માન્યું પરાણે કે ભય થાપ છેરે—
મની દીધી ગની દીધી, કરશે કાર્ય તાણી પણ સીધ્ધી;
રીધ્ધી એની એનો એને સંતાપ છેરે—
પોતે પુરા નથી અધુરા, અધુરાને કરે છે પુરા;
પુર્ણ એવા અદ્વીતીય બાપ છેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, સરવસ ધારી સર્વ સુધારી
દેશે શરણનું એજ આશ અમાપ છેરે—શાને૦

---

## ૬૪ (વંદન)

શ્રીવર શ્રીપાદ પંકજે, નમન પ્રેમે ક્યારે થશેરે,
અષ્ટ અંગ નમી જશેરે—
વિશ્વ મુર્તી રૂપ ક્યારે દર્શું, ચીદાનંદ સ્વરૂપે વશશું ;
તપ યોગ પ્રભાવે દર્શન થાતાં નમાઇ જશેરે—
શ્રુતી સ્મૃતી જ્ઞાન સ્વરૂપે ભળશું, મહામંગળ મુરતી ઉર ધરશું ;
દીન બની વંદનથી પ્રેમાશ્રુ ત્યારે વે'શેરે—
નિત્ય કીર્તન નવધા ભરાયે, ધ્યાન ઉરે સદ્ય ધરાયે ;
વૃત્તી સ્થીર ઠરાયે એની કૃપા જો વશેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, શીરોમણી શીર છત્ર વીચારી ;
દા સ્નેહ ભારી તો વંદને દાશ ચડી જશેરે— શ્રીવર૦

---

## ૬૫ ( દાસ )

સેવા મેવા લેવા ચર્ણોથી, ક્યારે દાશ ભાગ્ય ભળેરે.
શ્રી ઇચ્છા ફળેરે—
દાશપણું અહુરનીશ કરવા, પ્રેમ જગાડો રૂદય ઠરવા ;
હરવા ધારો વિષય વાંશના તો દાશ રળેરે—

ચર્ણુ ચીત ચંચળ છે રોકો, તાપ તુરત મૂળથી આટોપો ;
એ નાશે તો મંન નહીં ચંચળ ઠરેરે—
નાથ સ્થળ સંગ રંગ લગાડો, લીલા પાનની રમત રમાડો ;
ડુબાડો અનુભવમાં તો સે'જે ભાગ્ય ભળેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, ચાલ દાશની લીયો સુધારી ;
કૃપા તમારી ચાહું રીત તમ અઢળક ઢળેરે—સેવા૦

---

## ૯૬ ( દુર્લ્લભા )

ધાર્યું થાયે નાથ આપનું, અન્ય આશ રહું પરહરીરે,
ભાવ દ્રઢ દો ભરીરે—
કોઈ સ્નેહી જંનને દુઃખ ભાખે, અન્ય વિશય વસ્તુથી
સુખ દાખે ;
કોઈ તપ જપ દાને રાજી મેં આશા તમ કરીરે—
તમ સંકલ્પ સત્યજ થાયે, અન્ય સંકલ્પ દુર પલાયે ;
શ્રેય સધાગે ચર્ણા શરણુની રજ ધરીરે—
સ્વતંત્ર સહૈવી સ્વામી, દ્રઢ વીશ્વાસે રહું વીરામી ;
પુરણ કામી ખામી હોય દેશો હરીરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, સર્વેશ્વર અભય પદ ધારી ;
સર્વવ્યાપક જાણો અંતર નીશ્ચય દો ભરીરે—ધાર્યું૦

---

## ૬૭ (સખા)

જગત સંગ સઘે ત્યાગી, વસુ કયારે નાથ જંન સંગમાંરે;
ભીંજો સંગ રંગ માંરે—
સત્ સબંધ બંધ દંદ્ ભય હારી, જગ્ત સબંધ છે
બંધનકારી;
સત્ સ્વયં-જંન ધામ એ ઉમંગમાંરે—
ખાન પાન માન જગજંન આપે, સતૂજંન તૃષ્ણા સઘે કાપે;
જગજન માયા, સતપ્રેરે નાથ અંગમાંરે—
તજવા છંદ જગજંન લગાડે, સત સંગ લીલાથી રંજાડે;
મુવે તજે જગ, સત સ્હાયી અંત પ્રસંગમાંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સતસંગ નિત્ય ચહુ઼ં પ્રેમ ધારી;
બારી ધારી પામું તુંજ કૃપા ઉમંગમાંરે—જગત૦

---

## ૬૮ (અનન્યોપાસના)

દેહ દેવળમાં આવો દયાળુ દેદાર દર્શન આપવારે;
રહું પેટી પ્રેમ સ્થાપવારે—
રહો દર્શાવો શ્યામ શામળીયા, પ્રેમ પેટીમાં પ્રેમે ઠરીયા;
એ વીન શબ રૂપ મળીયા વચન થાપવારે—
ઉર કમળાસન કરી બીરાજો, સ્થીર નથી સ્થીર કરી છાજો;
આપદને પદ ઉપર ધારો, સુર લાગશે આપવારે—

શબ્દ કુસુમ માળા પહેરાવું, અર્થ સુગંધ ધુપ
ધરાવું;
રાગ ઘુંટી તંન પાત્રે ભર્યો કંઠે આલાપવારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, જ્ઞાન દીપકથી દરશને
ઠારી;
ચર્ણા શકું ભાળી, પેટી સેવીત ચીન્હ રાખવારે—

---

## ૬૯ (આત્મનીવેદન)

મધુસુદન તંન મંન ધન અર્પી, આત્મનીવિદને વરૂંરે
કૃપા કટાક્ષથી ઠરૂંરે—
ભલે હોય જગજંન મોટા; થયા પ્રસ્તાઈ અંતે છોટા,
રહયા રોતા શ્રેય ખોતા તેમ નહીં કરૂંરે—
નાથ વીન વગ અન્ય ધરેછે, ભુલ ભારે સત્ય કરે છે;
ઠરે છે બંધન એ આશ્રયે શાને ઠરૂંરે—
અન્ય ઉપાય ધનથી વ્હાતા; પદપદ ઠોકર ખાધી ખાત
મમતે મુઝાતા નહીં તેમાં ભળુંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી શર્ણાગતી સદગુરૂથી ધારી
થયો તમારો કરો કૃપા અંગે મળુંરે—મધુસુદન.

---

## ૭૦ (નિર્ગુણા)

વિરહ ટાળવા દૈવી જીવનો, નાથે સાકાર દેહ ધરીરે;
નીર્ખું હું ફરી ફરીરે—
શાકાર નીરાકાર ઝગડો હડાવા, દ્રઢ નીશ્ચયે રૂપ જણાવા,
ગુણ ગાવા ધ્યાવા ગુચવણ દુર કરીરે—
શ્રુતી સ્વરૂપ સત્ય જણાવ્યું, ગીતાદીકે સત્ય ભણાવ્યું,
જણાવ્યું અકથ ઉપકાર કરી ઠરીરે—
પ્રગટ પારખું પુરૂં આપતા, શ્રવણ નમનથી પ્રેમ
થાપતા;
શિષ્ટ આલાપતા સંસ્કાર સત્ય કરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, દિવ્યચક્ષુ દિવ્ય દેહ જ્ઞાન
ભાળી;
જયકારી બારી દ્યો કૃપા ભરીરે—વિરહ૦

---

## ૭૧ (શ્રવણ)

હરીવર પરખવા સ્નેહે ભળવા, શ્રવણ સાધન છે ખરૂંરે,
જાણી શીદ્યે ઠરૂં રે—
ગુણ સુણે મંન થાય મેળવવા, ગુણકૃતી સમ થાયે ભળવા,
વરવા શ્રીવર મહા મંગળ પાવંન ખરૂંરે—

ગુણ સુણતાં સુચી થવાયે, ગુણ સુણતાં દોષ જણાયે;
લગની લાગે હરીવરથી તો પીડા હરૂં રે—

ગુણ સુણતાં રીઝ પંથ દર્શાયે, ગુણ સુણી ડુબે શ્રેય સધાયે;
અન્ય સુણતાં પતીત થવાયે, તે કરૂં પરૂં રે—

ભકત પ્રીતમ કુંજવીહારી, પ્રેમ વશ છે જે ઉપકારી,
કાર્ય ઉચ્ચારી રહ્યા કીર્તને તે ઠામે વરૂં રે—હરીવર૦

---

## ૭૨ (કીર્તન)

કલૌ કીર્તન પંથ શ્રેષ્ઠ છે, દ્રઢ પીતાં હરીવર મળેરે;
પાત્રતા જો ભળેરે—

ગુણ ગાતા નાથ ધ્યાતા, ગુણ પાત્રતા સદ્ય મીલતા;
બોધ સ્મૃતીમાં રાખે વીચરે સારે તે ભળેરે—
રૂપ ગુણ ને નામ સંભારી, લાગ મળે લેવું ચીત ધારી;
ભુલ સુધારી ધ્યાને નિત ઠરેરે—
ભકતી માગી કરવા લાગી; પાપ પડખો રહેછે ત્યાગી;
માગી કરગરી જાગીયે ભાગ્ય ભળેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, પ્રેમ ટેકથી ગૃહી નિત્યબારી
ધારી નીભાવી લેવા બાળ કરગરેરે—

---

## ૭૩ (સ્મરણ)

નથી ગમતું નાથ જગતમાં, પુર્ણ સ્મરણ જયારે કરૂં રે;
નાથ કયારે ભળું રે—
પુત્ર આપનાં ભવમાં ભટકયા, શુધ્ધ ચૈતનરૂપ ભુલી
અટકયા;
માંસ હાડ હું મારૂં કહી—મરૂં રે—
સત્ય જ્ઞાનરૂપ ને કામ પુર્ણા, કુસંગ રંગે થયો છું ચુર્ણા;
ત્રીવીધ તાપો તંન સહેતાં શાસ્ત્રથી ઠરૂં રે—
મરીયે અવતરીયે ફરીફરી ફરીયે, અનિત્ય અશુખ ભરી
ભરી ભરીયે;
ઠરીયે હાવે નાથ વચને મંન ખરૂં રે—
ભકત પ્રીત કુંજવીહારી, પુર્ણા સ્નેહી ખરા કુંજવીહારી;
પુર્ણ ઓળખ્યા દો વાત્સલ્યતા ભળું રે—નથી૦

---

## ૭૪ (શીખ્યા)

રીઝો રમાવર રંક દાશપર, તો વિયોગ શીઘ્રે ટળેરે;
વીઘ્ન જાળ દુર પળેરે—
આધી વ્યાધી ઉપાધી ન છુટે, માયા સુત પલકે લુટે;
ખુટે આયુષ્ય આશા ધુળે મળેરે—

પાપ પુંજ અધીકો વધતો, સત્ય માર્ગથી કરે છે પડતો;
જડતો નથી આરો દાશ ટળવળેરે—
જગત રંગ નથી થતો અળગો, ઢંગ મટે નહીં દ્રઢ હા
વળગ્યો;
સળગ્યો અગ્ની વીષય શું માર્ગે પળેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, દાશ સુધારો કહે પોકારી;
નથી બારી અન્ય ગતી તમ વીના ભળેરે—રીઝો૦

---

## ૭૫ (પાદસેવન)

શ્રી પાદ શેવન છે સુખકારક, શીષ્ટ શાસ્ત્ર ઉચ્ચારતારે;
દાશ શરણું ધારતારે—
પાદ પ્રતાપ અમાપ ઉચારૂં, રજ મહીમાનું મહાત્મ્ય
ન્યારૂં;
પાપ નાશની સ્નાન મહીમા દર્શો ભાવતારે—
પદ કમલે મળ પ્રબળ પલાયે, ગુણ ગાને ત્રીતાપ હઠાયે,
નાથ દર્શાયે તંનથી શેવન થતારે—
સુખ શ્રેયકર શ્રી હરી ચરણો, રહયા દાશ દ્રઢ નીશ્ચય શરણો;
થયા અભય હરીદાશી ખ્યાત ઉચ્ચારતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ચરણ શરણ થાયે શ્રેયકારી;
નીશ્ચય ધારી સ્થાપો માત શીશુ મેળાવતારે—શ્રી પાદ૦

---

## ૭૬ (અર્ચાન)

સાચા સ્વામી રીઝે અર્ચાને, એમ શીષ્ટ ઉચારતારે;
મંન શેવને સુખ ભાવતારે—
અર્ચા અર્ચાન સેવ સ્વીકારી, બને બડભાગી નરનારી;
ધારી દાશ મંન ત્યાં વાળતારે—
કેમે પુંજુ પરબ્રહ્મ દેવા, એ વીના નથી કાંઇ
ઠામ રહેવા;
એનું અરપતાં સેવા શું કરૂં નીહાળતારે—
જગમાં મળેલું મધે ઘેલું કરેલું, અરપું મંન
મુજ મદ ભરેલું;
સંગ રંગથી ઢંગ જાશે ગુણગ્રામ ઉચારતારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, નથી લાયક સેવન અધીકારી;
ભવતારણ ઝાઝે વળગ્યું મંન શ્રેય સાધતારે—સાચા૦

---

## ૭૭ (પ્રેમલક્ષણા)

કયારે દ્રષ્ટી કરશો દયાળુ, પ્રેમ ઉરમાં સ્થાપવારે;
વિરહ વહ્નની ઉથાપવારે—
અશર્ણાશર્ણ બીર્દ તમારૂં, શ્રુતી સ્મૃતી શ્રીમુખે પોકાર્યું,
ગુરૂ ચર્ણે ધાર્યું અભય પદ તે આપવારે—

ભક્ત અભક્ત શર્ણુ પકડતાં, થાતાં અભય શ્રેય સદ્ય
જકડતાં;
નહીં પડતાં ફરી તે ફેરી માપવારે—
શ્રુતી કહે શ્યામ શર્ણું લેતાં, લેશે લીધાએ ભય
અભીતા;
એ પીતા પ્રગટતાં દાશ દુઃખ કાપવારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, પ્રેમવશ એ રીત સ્વીકારી;
કરે શ્રેયકારી અર્ચન દૃઢ ઉર થાપતારે—ક્યારે૦

---

## ૭૮ (વંદન)

શિર અરપ્યું શ્યામ ચરણે, કેમ અન્યને તે નમેરે;
દેવદેવી અસુર ભય ધરતા, તેને સમર્થ જાણી નમતા;
પણ દીઠા ભમતા ભયથી તે કેમ ગમેરે—
સર્વ ભય હરીનો ઉરધારે, એની આજ્ઞાથી સર્વ ચાલે;
પાળે, સંહારે, પ્રગટાવે નીજ ઈચ્છા એ રમેરે—
સુખ લક્ષ્મી ચર્ણા ઠરી છે, સિધ્ધી વસ્તુ પણ એની
ભરી છે;
સત્તા ધારી છે માલીકની અન્યે કેમ ભમેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, અન્ય નમનનું દુઃખ વીદારી;
રાખે શરણે તો દાશ આશા એ શમેરે—શિર૦

૭૯ (દાશ્ય).

દાન દયાનું દાતા, દાશને આપશો રે,
સુત અંગ થાપશોરે—
આપ્યું આપો આપે જાચો, દાશ આશ ઉંડી ચીત ચહાવો
વણ સમજે શેકીએ દાવો નહીં ઉથાપશોરે—
સ્વામી લેખી સેવા ચહીયે, પીતા જાણી દુઃખ કહીયે,
રહીયે શર્ણું-માધવ મતી આપશોરે—
અજ્ઞાને અભાગી દુઃખી, કરી શકો છો જ્ઞાની સુખી,
એ મુર્ખી મતી ફેરવી-માર્ગે થાપશોરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી દયાદાને બનું શ્રેયકારી.
એ વીચારી દાશ શેવન માર્ગ પ્રકાશશોરે—દાન.

---

૮૦ (દુર્લ્લભા).

દૈવી વહાલા છો દૈવી વહાલ દર્શાવતારે,
સર્વ શક્તિવંત કહાવતારે—
શર્ણું થાતા દૈવી કરતા, દૈવી શોભા દૈવી ઠામ ધરતા
ક્રોડ પુરી સંગ રંગેજંન રમાવતારે—

રમવું જમવું ભમવું સાથે ગાવું ના'વું પ્રેમ પુર્ણ સાથે.
રીત ગ્રહેતાં કૃપા પુર્ણ જણાવતારે—
અર્ચન સેવક વીધ વીધ કરતા, વૃત વહાલું નહીં
મંનહરતા.
શીશ અર્પી ચર્ણ ઝુકાવું કાંન ઉચ્ચારતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી અંતર આશ દુર્લભા ધારી.
દ્યો સુધારી-પ્રેમેભારી થાવો આલીંઘન આપતારે—દૈવી૦

---

## ૮૧ (સખા).

ક્યારે થાસે સંગ નાથનો, અષ્ટ પહોર ઉમંગમાંરે,
રહું શ્રી રંગમાંરે—
નથી જોઈતું તંન તમારૂં, ધન જંનની શી આશધારૂં.
મંનપણ વીતી વીસરે, સદારે' તમ રંગમાંરે—
જપ જાપે તજીને આપે, મથી તપુંશીદ ઘુની તાપે,
આપ પ્રતાપે અમાપે રહું સહ સંગમાંરે—
નવ ચરણ શરણ ક્ષણ ત્યાગું, અન્ય વસ્તુ ચાહુના માગું
લાગું આપનું શરણ રાખોએ ઢંગ માંરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, અન્ય સંગ અનુરાગ વીસારી.
જાગી માગું રહું આપ પ્રસંગમાંરે—ક્યારે૦

## ૮૨ ( અનન્યોપાસના )

હું હું હું હું કહી અજ્ઞાને, રહયો જંજાળે ઠરી ઠરીરે,
પાપ પુંજ ભરી ભરીરે—
પંચભુતનું આ તંન માહરૂં, વિશ્વપતીની સત્તાવાળું ;
મંન ઈંદ્રીએ ચોવીશ પ્રકારે, રચના તેની તો ઠરીરે—
જીવ હું પણ છું પરતંત્ર, ચલાવનારો પોતે સ્વતંત્ર;
ઉંઘ ભુખ સુખ દુઃખ આપે ધાર્યું શ્રી હરીરે—
જો તંનમંન જીવ ગણું મારાં, ચહે સુખ પણ બને
દુખીઆરાં;
અમારાં નહીં તેમ જગવસ્તુ તેની ખરીરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, સત્તા સત્યે દાશે સ્વીકારી ;
થઈ અનુચારી રહે કરો પદે ભળીરે—હું૦

---

## ૮૩ ( આત્મનીવેદન )

સબંધ સાચો નાથ સંધાવા, આપ્યું આપનું
સ્વીકારશોરે.
તંન વય ખોટું અનિત્ય જોયું, સાધન સાહીત્ય તે
પણ જોયું
હાવે પુરૂં વય થાતાં આપ ભણી વારશોરે—

શીર્ષ અન્ય ચરણે નમતું, તે કરજો આપ ચર્ણે નમતું ;
ભમતું મંન વૃત્તી વીરમી દોષ ટાળી સુધારશોરે—
ધન સામગ્રીએ સેવા થાજો, દશેંદ્રી ગુણ ગ્રામે ધાજો ;
દેવ સેવ-તમારી નિત્યે પ્રેમે કરાવશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, સબંધ સાચો સંધાવો કારી
નહીં વીશારી મુકાય દૃઢ વરાવશોરે—સબંધ૦

---

## ૮૪ (નિર્ગુણા)

અનંત આનંદે આનંદી છો, આનંદ કંદનારે ;
બાળ મુકુંદનારે—
પ્રાકૃત આનંદે વીચરતા, ખાધી ઠોકર તે શું રમતા;
સજા વેઠી ભમતા વેઠીએ લાભ દંડનારે—
દીવ્ય શક્તિ જાણી તમારી, હાથ બાજી છે લો સુધારી ;
ગજાની વાત નથી ચાહો ચીતે તો દુઃખ ફંદનારે—
પતિત આસુરી પાવંન કીધા, અનેક વિરક દૈવી કીધા ;
લીધા વીષયથી છોડી, કીધા આનંદ વૃંદનારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, ખોલી દ્યો સદ્ભાગ્ય બારી ;
છો શક્તી ધારી ચહે દાશ કરી વંદનારે—અનંત૦

---

## ૮૫ (શ્રવણ)

શ્રવણ કથામૃત પાન અલૌકિક, દિવ્ય કરે શ્રવણે ધરેરે;
દૈવીજંન પાન કરેરે—
શ્રવણ મંનન નીદીધ્યાસન કરતા, વિષય વાંશના
ઝટ પરહરતા;
સંભારી પ્રભુ ભય ધર્તાં રૂડી વાટે ઠરેરે—
ટેવ પડી ઉંધ્રી સુધારે, મંન સુધાંરવા ખંતથી ધારે;
દહાડો વળસે કુસંગ ટળતા સુસંગી વરેરે—
ભુલાવે અસત્યે મચો ભુલાવી, પ્રભુ સેવે દૃઢ મંન લગાવી;
જંન યત્ન કરે તો હરીકૃપા ફળેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, કથામૃત પાન બને જયકારી;
ભય વીદારી સ્થાપો તો પાને ભળેરે—શ્રવણ૦

---

## ૮૬ (કીર્તન)

સહેલું :સોધું સાધન કલીમાં, કીર્તન હા નાથે કર્યુંરે;
રાય રંક ભાગ્ય ભળ્યુંરે—
સ્નાન દાન જપ તીર્થ વૃત કરતાં, ફળ લાધે કીર્તનમાં ભળતાં;
ઠરતાં કરતાં ભળતાં સ્યામ નીશ્ચે કળ્યુંરે—
રાગ તાલ સુર વીના ન અટકે, નામ રશ બશ પીવો ઘટકે;
પ્રપંચ પાપ દુર પટકે ભજન ઢુંઢના કર્યુંરે—

છુટ કીર્તનની સહુ વીધ થાયે, નાથ સ્નેહમાં ઝટ ભલાયે;
ઔષધ જગ જંન ચાહે સૌ એમાં ઠર્યું રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, રહે કીર્તનમાં સર્ત્તાધકારી;
વીચારી ભકતે ઝુકી ભાગ્ય સફળ કર્યું રે—સહેલું૦

---

## ૮૭ (સ્મરણ).

નામ મહીમા દિવ્ય અલૌકિક, પતિત પાવંનદે કરીરે;
ભુલે નહીં પળ ઘડીરે—
મુલ્યવાન વસ્તુ છે જગમાં, પડે ફંદ ફોગટ તે વગમાં,
પણ અમુલ્ય નામ જપે જીવતો સઘળી સંપત રે' ઠરીરે—
નહીં શ્રમ નહીં દામજ બેશે, ફકત જીભ્યાએ કામજ ગૃહેશે
રહેશે અહરનીસ રટતા તો દે આનંદ ભરીરે—
અજામેલ ગજ ગુણુકા નારી નામદેવ સજનો હીંસારી.
થયા શ્રેયકારી ગયા યમ ડર હરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, પ્રતાપ નામનો શકુંના ઉચારી,
પાત્ર ધારક રાખો શરણે દયાળુ દયા ધરીરે—નામ.

---

## ૮૮ ( ધર્મતેજ )

ધર્મ તેજથી શ્રીવર સ્વામી, સુખ બળ સ્નેહથી આપતારે;
શર્ણ સંકટ કાપતારે—
ધર્મ સંકટે પ્રગટજ થાતા, અધર્મ સંહારી નીજ જંન ચા'તા;

ધાતા ધર્મ ધરાતા અભય સુખ થાપતારે—
ધર્મ વર્ણ આશ્રમ ચીન્હ ધારી, વસ્તુ વસ્તુ ધર્મ સ્વીકારી;
અને શ્રેયકારી એ વીન જીવન વ્યર્થ ધારતારે—
યમ નીયમ ધર્મ અંગ પળાયે, સ્વધર્મ પાલને શ્રેય ભરાયે;
પરધર્મે દુઃખ ભળાયે શ્રીમુખે ઉચારતારે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, ધર્મ તેજ રૂપ સંભારી;
અને શ્રેયકારી કરે સુખ મીલાવતારે—ધર્મ૦

---

## ૮૯ ( પાદસેવન )

ત્રીવીક્રમ છો તાત અનાદી, રહું ચરણે હું હરીરે ;
દિવ્ય રૂપ ગુણ શાસ્ત્ર વિલોકી, બાજા ઘાટ દેઉં ઝટ રોકી;
મળ્યો દધિ મંગળમય વિષય કીચ પરહરીરે—
ચરણકમળ સેવનની નાવે, દ્રઢ ભાવથી સદ્ય તરાવે ;
હઠ કોપે માથા હઠાવે ઉપાયે દુઃખ દઉં હરીરે—
શીશ ઝુકાવું સ્પર્શે મીલાવું, અર્ચન પુંજન પ્રીતે કરાવું ;
ચીત લગાવું ચીત દેશે ઝટ ત્યાં જડીરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, શ્રી પાદસેવન સાધન ધારી ;
કરો અનુચારી સેવનકારી અન્ય આશ નહીં
જરીરે—ત્રીવીક્રમ૦

---

## ૯૦ (દર્શન)

દર્શન પુંજન લાભ આપવા, અર્ચા દેહ શ્યામે ધરીરે ;
ભકત ભીડ ભાવે હરીરે—
ક્ષીર સાગર કેમ દર્શાએ, ગૌલોક વૈકુંઠ કેમ ભળાએ ;
ક્યાંથી પામીએ અંતર્યામી, રહ્યા ઠામે ઠરીરે—
આપોથી પ્રગટ્યા જંન સારૂ, અર્ચારૂપ પ્રગટયા મંન વારૂ;
પત્ર પુષ્પ ફલ જળથી ખુશી પ્રેમવશ બીર્દ ધરીરે—
શ્રીના સ્વામી અંતરયામી, મંગળ વિગ્રહે પુરી ખામી;
ઠર્યા દાશ ભળ્યા રૂપે કથા ખ્યાત જગે ભરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, અર્ચાન સેવનનો અધીકારી ;
કરી ટાળો ખામી સદૈવ સેવા પ્રેમી ભરીરે—દર્શાન૦

---

## ૯૧ ( નિષ્કામા )

વિયોગ ટળશે માત તાતનો, ક્યારે બાળક ટળવળેરે;
નિર્ભાગી બાળ શું કરેરે—
લપટી માયા મુકે ન કેડો, વિષય તણો નહીં આવે છેડો;
ફેડાય ખટ શત્રુ તો ભાગ્ય સફળ ઠરેરે—
ધન તંન મંન તણાશ્રમથી, અધીક બને શું મરવું મથી;
કથી તમારી કૃપા અલૌકિક લૌકિક હરેરે—
આપના છઇએ ભુલી જૈયે, દુઃખી થૈએ પદચિત લૈયે ;

રૈયે શાસ્ત્ર વચનથી શર્ણા પતીત પાવંન કરેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, અનન્ય ભાવે શર્ણા સ્વીકારી;
કારો વધારો સુધારો તોજ ભાગ્ય ભળેરે—વિયોગ૦

---

## ૯૨ (વંદન)

શ્રીવર શું જંન શીર નમતાં, અવર વસ્તુ શું કરેરે;
દૃઢ ભાવે અભયે ભળેરે—
દેવ રૂષી જંન એના દાશો, એની માયા તણો તમાસો;
રાખે ભાવ સૌ દુઃખે શર્ણું ઠરેરે—
જડ ચેતન એને વશ મુળે, એની વડાઈએ સૌ ફુલે;
મુરખ મારૂં કહી દુખી દુઃખમાં મરેરે—
એની સત્તા સર્વ કબુલે, ઉંધી દૃષ્ટીના ગ્રહેના મૂળે;
ફોકટ ફુલે ફેરી કબુલી વળતી વળેરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, સતા ધારી વંદુ સ્વીકારી;
કરો મતી મારી ભાગ્ય ખોલ્યું ઠરેરે—શ્રીવર.

---

## ૯૩ (શરણ)

સાચા ધણી છો નાથ મારા; રહું દાસહું બની બનીરે,
અવર આશ તે હણી હણીરે—
અનેક ધણી ધાર્યા શીર હાર્યા, સ્વાર્થ સ્નેહી સુખ સંગી ધાર્યા;
અંતે પરવાર્યા ખોટા તે ગણી ગણીરે—

દેવ અસુરજંન મોટા છોટા, કાળ મુખે પકડાયા ટોટા;
ખોટા અંતે યમ ચીંતા ચીત ચણીં ચણીરે—
સ્વર્ગ ભુતળ ચડવું પડવું, અનેક ધામે શ્રેય જતાં રખડવું;
જેથી વરવું અક્ષય અભય ધામ મણી ગણીરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, અનિત્ય અપુર્ણ સર્વ ભય ધારી;
રહું સ્વીકારી શરણું અન્ય સૈ હણી હણીરે—સાચા૦

———

## ૮૪ (દુર્લભા)

સત્ય સ્નેહી છો શ્યામ હમારા, અન્યે શા માટે ઠરૂંરે;
નાથ તમને વરૂંરે—
માત તાત જે સ્નેહી કર્યાં તે, જન્મ મરણે જુઠ ઠર્યાં તે;
વર્યાં અવર તે તેવા કેમ તે સંગ ભળુંરે—
સ્વાર્થ માટે કરાવે સેવા, રંક શ્રીમંત અન્ય જંન તેવા;
દેવ દેવી પણ હેવા, નથી સમર્થકો ખરૂંરે—
સાહીત્ય નહીં સાચા બેલી, સુખ દુઃખે મુકે ઠેલી;
છો બેલી સાચા અર્જ તેથી કરૂંરે—
ભક્ત પ્રીતમ કુંજવીહારી, સખા બની કરો શ્રેયકારી;
એ ધારી અભય અક્ષય સુખ સંગી વીગ્રહે વરૂંરે—સત્ય૦

———

## ૯૫ ( સખા )

બળવંત બેલી બળ બંધુએ, સખ્ય સ્વામી કયારે થશેરે;
પ્રલયે ભુલેલાં ચેતાવે સત્ય માર્ગ ન્યાયે દર્શાવે,
સ્વીકૃત કરેલા અવળે માર્ગે કેમ ધશે રે—
દિન દિન મળ હઠતાં જાશે, સખ્ય વહાલ તો વધતું જાશે;
ધાશે ખરી વેળાના સાથીએ વેણુ ધીર વશેરે—
નામ ધામ રૂપ ગુણુને જાણી, સુખી સાચા છો સૌના માણી;
આણી નીશ્ચય વળગ્યો બાળ અડગ ધશે રે—
ભકત પ્રીતમ કુંજવીહારી સખ્ય સ્વામી બનો રીત ધારી;
રીત વીચારી બાળ બાંહ્ય ગૃહી વશે રે—

---

## ૯૬ ( શ્રીતેજ )

શ્રી તેજ રૂપ શ્રીવર સ્વામી, શિષ્ટ શાસ્ત્ર ઉચ્ચારતારે;
પદ કમળે આશ્રય ધારતારે—
શ્રીં કીંઝં પત્ની વેદ ઉચારે, સર્વ સેવે છે માત વિચારે;
પ્રભુ નામ ઉચ્ચારે પ્રથમ તે ઉચ્ચારતારે—
નીજ હરી આશ્રીત દોષ નીવારે, સ્તુતી સાંભળી
પ્રભુથી ઉચ્ચારે;
અહીત હરી શ્રેય કરી પ્રભુ શું મીલાવતારે—

નાથ સંગે નિત્યે વીચરતા, ભરતા કીર્તીએ મંન ધરતા;
ઠરતા પદ આશ્રયે હરી આશ્રય સ્વીકારતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી શ્રીતેજ સ્વરૂપ નિત્ય સંભાળી;
બને શ્રેયકારી નાથ ચર્ણે નીજ મંન ઠારતારે—

---

## ૯૭ ( આત્મનીવેદન ).

શું અર્પું પરબ્રહ્મ દેવા, નહીં બુઝું રીત હું જરીરે;
સર્વ સ્થળે વ્યાપક છો સ્વામી તેમાં અમે રહ્યા વિરામી,
અન્ય લાવું કયાંથી સાહીત્ય ગમના જરીરે—
છો સદા સમજાઓ સ્વામી, નહીં દેખાઓ કદા બહુ નામી;
હેતે કહું કર જોડી કોના સામું ઠરીરે—
આત્મનીવેદને મંનહા તળસ્યું વિશ્વ વ્યાપી લહી
અન્યથી વલસ્યું;
દાશ વર્યા શીષ્ટથી અર્પણ કરીરે—
ભકત પ્રીતમ કુંજવીહારી થાય સબંધ સાચો શ્રેયકારી.
પ્રગટી રૂદયે આપો બારી એ આશા ભરીરે—

---

## ૯૮ (જ્ઞાન તેજ)

જ્ઞાન તેજ અંગે સર્વજ્ઞ, અંતરયામી પ્રકાશતારે;
જ્ઞાને ચરણે સ્થાપતારે—
જેહ જ્ઞાનથી સર્વજ્ઞ થવાએ, પ્રાકૃત જ્ઞાન સર્વે પલાએ;

જ્ઞાનાનંદાત્મક અનુભવ માર્ગે સ્થાપતારે—
પ્રકૃતિ પાશે જ્ઞાન રોકાયું; રજથી જ્ઞાન શીઘ્ર ઢંકાયું;
જ્ઞાન હીનથી પ્રાકૃત સુખ સત્ય લાગતારે—
જ્ઞાન સાત્વિકે તમો ભરો છો, શુદ્ધ સત્વે તમ રજ હરો છો;
દિવ્ય મંગળ મોઝ ધરોછો છળી ઊર ઉતારતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, મળ્યા ટળ્યા ટળી ફેરીબારી;
ઉર ધારી ગરજી અરજી નિભાવી નીભાવવારે—જ્ઞાન૦

---

## ૯૯ (યશ-કીર્તીતેજ)

યશ કીર્તી તેજ સ્વરૂપે, નાથ કીર્તી ધરાવતારે;
દાશ અંગ વશાવતારે—
શ્રુતી સ્વરૂપ યશ તેજ પોકારે, સ્મૃતી નામ રૂપ સગુણ ઉચ્ચારે;
ઉભય ધારે કરી યશ ભારે પુંજાવતારે—
રૂદયે નાથ પ્રેમે પ્રગટતા, લાભ યશ વાધે છે ચઢતા;
અન્ય કીર્તી શ્રવણે નહીં સુણાવતારે—
બળ ધન ધાન્ય જંને યશ પામે, અનેકનું કામ એકે વીરામે;
કરાવી કામે યશ દીશે ઝળકાવતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, યશ તેજ સ્વરૂપતા ધારી;
ઉચ્ચારી અરજી અંગે નાથ સજાવતારે—યશ૦

---

## ૧૦૦ (પ્રેમલક્ષણા)

વાલીડા ક્યારે વહાલ દર્શાવી, વહાલ વધારશોરે;
દાશ પ્રેમમાં ઠારશોરે—

લક્ષ ચોર્યાસી ફેરી ફળ ચાખી, આશ રાખી દાશ રહ્યો ભાખી;
રાખી દયા રશ પદ કમળે પરસાવશોરે—

સાચા સગાં છો નાથ હમારા, સેવા મેવા ચહે દાશ તમારા;
સાચો સબંધ સધાવી, વહાલ દર્શાવશોરે—

ભુલ્યા દોષ ક્ષમા બક્ષો, વિઘ્ન હારી સંકટે રક્ષો;
આપી લહાવો હાવે ના અથડાવશોરે—

ભક્ત પ્રીતમ કુંજવીહારી, સાચા સબંધી નાથને ધારી;
ગૃહી બારી શ્રેયકારી, હાવે ના તરશાવશોરે—વાલીડા૦

---

## ૧૦૧ (નિષ્કામા)

નથી ગમતું નાથ જગતમાં, દુઃખ વાત કોને કહુંરે;
તુચ્છ સર્વે લહુંરે—

અનિત્ય અસુખ હા દર્શાયે, સ્વયં સુખ માટે કષ્ટ કરાયે;
અભય જણાયે શર્ણ આપનું દ્રઢીભુત ક્યારે થવુંરે—

કહું સ્નેહી સ્વાર્થથી ચાહતા, ઈંદ્રીવશ દીસે મદમાતા;
સ્નેહ સંગ દુઃખ કર્તા સુખ યાદે ચહુંરે—
સંગરંગથી મંન રંગાતા, ઢંગ ન મુકે બોધે પલાતાં;
નથી ઉપાય નાથ જણાતા, જાણો પોતે શું કહુંરે—

ભકત પ્રિતમ કુંજવીહારી, ઉપાય નહીં બને વીચારી;
આશા ધારી અંતર્યામી ભરો મેં વહુંરે—નથી૦

## ૧૦૨ (દિવ્ય જ્ઞાન)

દિવ્ય જ્ઞાન અનુભવવા કયારે, અનુભવ વહાલ આપશોરે;
દિવ્ય છબી ઊર સ્થાપશોરે—
શુચી વૃત ધ્યાને જાપ જપતા, શીષ્ટ શાસ્ત્ર વચને મચતા;
જ્ઞાનાનંદ અનુભવવા નડે દુકૃત કાપશોરે—
સત્ય સ્નેહી આપછો મારા, હું છું તંન કહું વારંવારા;
દુર કરનારા પડલ ઝટ તે ઉથાપશોરે—
કૃપા કટાક્ષે ભેટો થાશે, ત્રીવીધી તાપ તુરત પળાશે;
એ આશે સફળ જીવન ભાગ્ય ઝળકાવશોરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ગરજી હરજી કહી ઉચારી;
મરજી તમારી કરો ધાર્યું ત્યાં ઉચારશોરે—દિવ્ય૦

---

## ૧૦૩ (નિષ્કામા)

કૃપા તમારી દાખી રાખશો, નિત્ય પ્રેમાનંદ મારે;
નહી જાવું જગ ફંદમાંરે—
આનંદાનંદ નામ તમારૂં, શ્રુતી સ્મૃતી ભકતે ઉચાર્યું;
ધાર્યું મંન રાચું એજ સંબંધમાંરે—
જગ તમાશા કરે નિરાશા, ફશી પડે ચડે જવ ફાંશા;
ચુકે મુકે ઝુકે તે પડે ભવ બંધમાંરે—
રમીયે શ્રી શ્યામ શરણુમાં, ભમીએ નિત્ય ગુણ કીર્તનમાં;

એ આપો થાપો રાખો ભકતજંન વૃંદમાંરે—.
ભકત પ્રીતમ કુંજવીહારી, અનન્ય ભાવે ચરણે ઠારી;
આરી ભળે કૃપાએ તો રહું તવ છંદમાંરે—

---

## ૧૦૪ ( ઐશ્વર્ય ).

અષ્ટ સીધ્ધી ઐશ્વર્ય ધરતા, નાથ સ્વરૂપે વરૂં ઠરૂં રે;
અન્ય આશ હું પરહરૂં રે—
અણિમા મહિમા ગરિમા કહાવે, લઘિમા પ્રાપ્તિ
પ્રાકામ્ય ભણાવે;
ઇશિત્વ વશિત્વ સીધ્ધી તમ ચર્ણ ઠરૂં રે—
યોગ તપ દેહ દમનજ કરતા, કષ્ટ મળે શુધ્ધ નીયમે ડરતા:
ધર્તા શર્ણું મળે નીરદાવે શાને ધરૂં રે—
અંત સમયે બંધન કરતા, સીધ્ધીવશ મુનીવર ભમતા;
બાળી ભય અભયપદ કમળે ઠરૂં રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ઐશ્વર્ય સ્વરૂપ આપ વીચારી;
ગુણ ઉચારી નાથ નેહ માર્ગે પગું રે—અષ્ટ

---

## ૧૦૫ (પ્રેમલક્ષણા ).

દીવ્ય અંગમાં રંગ લગાડો, દિદાર દર્શન દાનથીરે.
શ્યામ શુંદર રૂપ આપ પ્રકાશો, કોટી સૂર્ય ઉગ્યા ચોપાશે;
દીવ્ય નવ યૌવન નવીન જગજંન જાણથીરે—

રાજીવ લોચન પદ્મ કર સોહે, જડ ચૈતન દર્શનને મંન મોહે;
નથી તંન જંન દિવ્ય રંગ માનથીરે—
સુર તુલશી–તુકાએ જોયું, મીરા ગોપીકા રૂષીમંન મોહયું;
કયાં દર્શાઓ માર્ગ દર્શાવો લાભુ જે ઠામથી રે—
ભકત પ્રીતમ કુંજવીહારી, દિવ્ય ચક્ષુ અરપો શ્રેયકારી;
જગ રંચ દુર થઈ મટું અઘ સુદામથીરે—દીવ્ય.

———

## ૧૦૬ (વૈરાગ્યતેજ)

વૈરાગ્ય તેજ અંગે કૃપા કરોછો કયારે થશેરે;
બાળ ચર્ણે ધશેરે—
જગના ગાંડા હમે થૈશું, અન્ય નામ પરાણે ન લૈશું;
ગૈશું નામ ગોવીંદનું સુખદુ:ખ થશેરે—
કામ નકામા નકામ થાશે, સેવાકીર્તન દીનનીશ થાશે;
જગ વહેવારે મંન વિઘ્ન ધરી નવ ખશેરે—
ખાવું પીવું ગાવું ધ્યાવું, શ્યામ રૂપમાં ધ્યાન ધરાવું;
પ્રેમ અંગે પ્રગટી અનહદ ધ્રુવ વશેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, વૈરાગ્ય તેજથી લો ઉગારી;
માયા વીદારી કરો સ્નેહી પુર્ણ કામ થશેરે—વૈરાગ્ય૦

———

## ૧૦૭ (ભકત)

શ્રીધર શ્યામ સાક્ષાત, ભકતને નીશ્ચે થશેરે;
શીષ્ટ શાસ્ત્ર કથેરે—

શરણું શીષ્ટથી રહે સ્વીકારી, હરી માર્ગના બને અનુચારી;
તંન મંન ધને સેવ સુધારી શ્રવણા દીન વધે ઘશેરે—
પાપ પુંજ ડર રાખી અટકે, દોષ ટાળવા નીજમંન ખટકે;
કુટેવ દોષો હતા ગયા માળાવશ થતેરે—
શાંતી તુષ્ટી શ્રદ્ધા જ્ઞાન, વધ્યો પ્રેમ વધ્યું ભાન;
સારૂં વધારી નરસ નશાડી જુવે તશેરે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ભકત પ્રીય નવ પ્રેમ વધારી,
દેસે દર્શન દાન–નીજ રશી હશેરે—શ્રીધર૦

---

## ૧૦૮ (ભગવાન)

ભકત ભીડ ભંજન ભગવંતા, ભકતીએ જંન ઠારતારે:
દાસ શરણું ધારતારે—
કોટી અંડના અદ્વીતીય સ્વામી, સચ્ચીદાનંદ પુરણ કામી;
સહસ્ત્ર નામી જેની આજ્ઞા સર્વે ધારતારે—
અજીત અભય સુખપ્રદ એ છે, સર્વજ્ઞ સર્વ સ્થળ રે' છે:
નીજ સાહીત્ય અર્પી લૈને ભય નીવારતારે—
વાત્સલ્ય અભય દયા ગુણ ધર્તા, દાતાર પાપહર પદશ્રેય ભર્તા;
૬૭ પ્રેમે આર્ત સ્તવને દુઃખ વીદારતારે—
ભકત પ્રીતમ કુંજવીહારી, ભકત વત્સલપદ બીર્દના ધારી:
નિર્ગુણ સગુણ સ્વરૂપે સ્વાંગે ઉધારતારે—ભકત૦

## શ્રી પદ માળા અંતે નિત્ય પ્રતી કરવાનો

# સ્તુતી પાઠ.

નમસ્તે નમસ્તે વિભો વીશ્વમુર્તે
નમસ્તે નમસ્તે ચીદાનંદ મુર્તે
નમસ્તે નમસ્તે તપો યોગ ગમ્ય
નમસ્તે નમસ્તે શ્રુતી જ્ઞાન ગમ્ય

ત્વમેવ માતા ચ પીતા ત્વમેવ, ત્વમેવ બંધુ ચ સખાત્વમેવ,
ત્વમેવ વીદ્યા દ્રવિણું ત્વમેવ, ત્વમેવ સર્વં મમદેવ દેવ.

અન્યથા શરણું નાસ્તિ, ત્વમેવ શરણુંમમ
તસ્માત્ કારૂણ્ય ભવિન, રક્ષસ્વ પરમેશ્વર.

કાયેનવાચા મનશ્ચેંદ્રીયશ્ચ, બુધ્યાત્મનાવાનુસ્રૃત સ્વભાવાત્
કરોમી યેંદ્રં સકલં પરસ્મૈ, નારાયણાયૈવ સમર્પયામી

અર્પું માળા પદમણી, સ્વીકારો જુગદાધાર;
કીર્તન અર્પું શ્યામને, સૌ દેવનકું નમસ્કાર.
સૌ ભકતનકું નમસ્કાર, શ્રી શ્યામ ભકતવરદાય
હરીવીઠ્ઠલ જયજયશ્રી શ્યામ.

---

**ફળ પ્રાપ્તી**—અનન્યા શ્ચિંતયંતો માં યે જનાઃ પર્યુપાસતે;
તેષાં નિત્યાભિયુકતાનાં, યોગક્ષેમં વહામ્યહમ્.

**અર્થ**—અનન્ય ચીંતવન કરીને જે જંનો મને સારી રીતે ઉપાસે છે. તેવા નિત્ય મારામાં યુકતના યોગક્ષેમને હું વહન કરૂં છું.

॥ મન્મનાભવ મદ્ભકતો મદ્યાજીમાં નમસ્કુરૂ ॥
॥ મામે વૈષ્યસિ યુકત્વૈ વમાત્માનં મત્પરાયણઃ ॥

**અર્થ**

મારામાં મનવાળો બન. મારો ભક્ત, મારૂં યજન કરનાર, મને વંદન કરનાર બન. એ મુજબ આત્માને મારામાં યુકત રાખવાથી મારા શરણવડે મનેજ પામીશ.

તથાસ્તુ.

**॥ ૐ સચ્ચિદાનંદ પરબ્રહ્મ પરમાત્મ શ્રી રામકૃષ્ણાયનમઃ ॥**

## ગીતી—સમાપ્તી.

સપ્ત ખટ ભક્તી ભુસીલે, શ્રીવર બળીદ્વારે જે દીન પળતા;
રચી માળા આજ્ઞાથી, કતપોર ગામે ભક્ત જન બોધ ધરતા.





મળવાનું ઠેકાણું

મહારાજ જયશંકર કાળીદાસ

વ્યવસ્થાપક-નારાયણ કીર્તન સમાજ

ગામ કતપોર

પોષ્ટ હાંસોટ.